

ઓ! રુદ્રપદને યોગ્ય સામ્રાજ્ઞી!

ચિત્રકાર: રવિશંકર રાવળ

'અવશેષ'નો અનુસંધાની બીજો સંગ્રહ

# પરિશેષ

ધૂમકેતુ

૩

રૂપિયા

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો અમદાવાદ





## પ્રસ્તાવના

જૂની અને નવી નવલિકાઓને આ એક નવા સંગ્રહમાં બહાર પાડી છે. એમાં એક બે નવલિકાઓ — ખાસ કરીને 'નાની મણી' જેવી, એના એ રૂપમાં અભ્યાસી દૃષ્ટિબિંદુ રાખીને, રહેવા દીધી છે. 'આરાધના'માં સહેજ બાલ્ઝાકની છાયા છે. 'અવશેષ' પછી આવી જાતનો આ બીજો સંગ્રહ છે.

નવેમ્બર : ૧૯૪૬

ખાનપુર, અમદાવાદ.

ધૂમકેતુ

## અનુક્રમ

## તારાની છાયા

તે રાત્રિએ બહાર વરસાદ પડતો હતો. પ્રેમના ધીમા શબ્દો જેવા વરસાદના છાંટા પડતા હતા. કાચની બારીમાંથી, હિમાલયનો લીલો ભવ્ય વનપ્રદેશ દેખાતો હતો. પ્રેમના શબ્દોથી જીવનનો થાક સરી જાય તેમ, ધીમે ધીમે દિવસનો શ્રમ, અંગેઅંગમાંથી સરીને જતો રહ્યો. પછી તો ફૂલ ઉપર મીઠા પવનનો સ્પર્શ થાય તેમ નેત્રને મધુર નિદ્રાનો સ્પર્શ થવા લાગ્યો.

નિદ્રામાં સ્વપ્નની આંખ ઉઘડી. જાણે કે હું કોઈ મોટા ડુંગર ઉપર એકલો બેઠો છું. સામે એક અત્યંત રસિક નાનું બાળક હસી રહ્યું છે!

'મને તું શું આપશે?'...બાળકે અચાનક જ પૂછ્યું. 'આવા વિશાળ પર્વતો, જીવનનો આનંદ, કુદરત, કુદરતનાં કાવ્યો, આ બધું તને દેખાડવા માટે તું જીવનમાંથી મને શું આપશે?'

'શું આપું?' મેં મારી લક્ષ્મી એના હાથમાં મૂકી!

તે રસભર્યું હસ્યો, 'અરે! તમે મનુષ્યો મર્ત્યલોકમાં

જીવનને લક્ષ્મી સાથે સરખાવો છો ?'

તેણે લક્ષ્મીને ફેંકી દીધી. તે પર્વતોની ખીણુખીણુમાં લપાતી — છૂપાતી ઝાંખી પડીને નીચે નીચે સરી ગઈ! કોણુ જાણે ક્યાં ?

જીવનના સાર જેવી કીર્તિ મેં એના હાથમાં મૂકી. કીર્તિનો ચંદ્ર જેવો ધોળો ઝભ્ભો બાળકને વીંટી રહ્યો. બાળક આનંદભર્યું હસ્યો.

'તમે મનુષ્યો ! આ રમકડાને સર્વસ્વ માનો છો એમ ?' તેણે કીર્તિનો ઝભ્ભો પોતાના શરીર પરથી ઉતારીને ફેંકી દીધો. તેમાંથી પાણીના પરપોટા થઈને ચારે તરફ ઊડી ગયા. પરપોટાને પવન નીચે નીચે ઘસડતો ગયો. થોડાં ચંદ્રનાં કિરણુ પરપોટાનાં પાણી પર પ્રકાશ્યાં. પેલા બાળકે પોતાનો હાથ શરીર ઉપર ફેરવીને મારા સામે ધર્યો. તેમાં કાળો ડાઘ હતો. તે હસીને ફરીવાર બોલ્યો : 'તમારી દુનિયાની ઉજળામાં ઉજળી ચીજ કીર્તિમાં તો કાળાં ધાબાં છે. જુઓ તો, એ ઝભ્ભો તો ઊડી ગયો . . . !'

આ અદ્ભુત બાળકને શા રીતે સંતોષવો તેની મને ચિંતા થઈ પડી. મેં તેને પૂછ્યું: 'તારું નામ શું ?'

તેણે જવાબ આપ્યો, તેમાં સંગીતના જેવી મીઠાશ હતી:

'મારું નામ ? . . . મારું નામ રસ : કલા.'

કાંઈ પણ બોલ્યા વિના મેં મારું યૌવન એના હાથમાં મૂકી દીધું !

આ વખતે તે મોટું હસ્યો.

'મેં તારી પાસે જીવનની એક વહાલામાં વહાલી ચીજ માગી છે, એ ખબર છે ? શું તને યૌવન સર્વોત્તમ લાગ્યું

છે એમ !'

હું કાંઈ બોલ્યો નહિ.

તેણે યૌવનના તેજથી પોતાનું શરીર વિંટાતું જોયું. ચંદ્રની જ્યોતિ જેવી શાંત પ્રકાશની ધારા તેની સામે ખડી થઈ ગઈ. હું પોતે મારા યૌવનથી મોહ પામ્યો. કેટલું સુંદર જીવન! પણ પેલા રસપાલે તો તરત જ યૌવનને પકડીને હવામાં ઘા કર્યો. કોઈકે એને ઝીલી લીધું, અને આંસુ પડે તેમ બે બિંદુ માત્ર મારી પાસે પડ્યાં. એક બિંદુ કાળું હતું, બીજું રાતું હતું.

'આ બે બિંદુ એ જ માત્ર યૌવનનું પરિણામ છે.' તેણે કહ્યું: 'એને પણ હું શું કરું ? જો આ કાળું બિંદુ એ અતૃપ્ત રહેલી આશા, અને રાતું તે અપૂર્ણ રહેલો વિલાસ !'

'પણ યૌવન ક્યાં . . . ?'

'તારી લક્ષ્મી, કીર્તિ બધું જ્યાં છે ત્યાં-કાળના હાથમાં ! તેં જોયું નહિ કે . . . ? કાળે તારા યૌવનને ઝીલી લીધું . . . ! ભલા મનુષ્ય ! અમે રસલોકમાં યૌવનને શું કરીએ ? યૌવન તો ખાલી હવા છે.' '

'મારી પાસે હવે તો કાંઈ નથી ! રસપાલ. તને શું આપું ?'

'મનુષ્ય કોઈ દિવસ નિર્ધન બનતો નથી. જો તારી પાસેથી હવે જીવનના રસ જેવી મૂર્તિ માગું છું : 'તારી 'કલ્પના' લાવ !'

'ત્યારે રસલોકમાં-અમર દેવલોકમાં-કલ્પના એ જીવનનું પ્રધાન તત્ત્વ મનાય છે એમ !'

રસપાલ બેઠો થયો. તે બોલ્યો. 'આ ડુંગરાઓ,

પર્વતો, ઝરણાં, ધોધ, સૌન્દર્ય એ શું છે ? આ બધું હિસાબમાં નથી. તારી કલ્પના પર જ્યારે હું સવાર થાઉં છું ત્યારે ચંદ્રનાં કિરણ મારા પર ઝરે છે : અમૃતના સુગંધી પવન શરીર પર ફરકે છે : આત્માનું તેજ મારા ઉપર ધારરૂપે પડે છે ! કલ્પના — કલ્પના વડે જ જીવન છે !'

'અરે ! પણ તું આવો જ્ઞાની — જ્ઞાનવૃદ્ધ, કોણ છે ? તું ક્યાંથી આવે છે !'

તે ફરી ફરીને હસ્યો; 'હું . . . ? હું તો હે મનુષ્ય ! તારું બાળક છું ! તારી કલ્પનાની પાંખ ઉપર ચડીને હું તને અમર્ત્ય બનાવું છું !'

મેં તેને રમાડવા હાથ લાંબો કર્યો, ત્યારે વરસાદના થોડા છાંટા, ઉઘાડી બારીમાંથી આવતા હતા. ભીનાશવાળી પથારીમાં મારો હાથ જાગી ઊઠ્યો હતો !

૧૯૨૪

# હોલિકા–દર્શન

પંદર વર્ષ પહેલાંની આ વાત છે. આજે તો હવે એનું એક આછું મધુરું સ્મરણ માત્ર રહ્યું છે, છતાં પ્રસંગ તો હજી જાણે ગઈ કાલે બન્યો હોય એટલો માનસ-સૃષ્ટિમાં તાજો છે.

અમારું ઘર ગામથી ઠીક ઠીક દૂર એકાંતમાં હતું. નાનું સ્વચ્છ સુંદર ફળી, પાછળ વાડો, આસપાસ નાનાં-મોટાં વૃક્ષો, અને એવી ગ્રામ્ય રમણીયતા ત્યાં હતી.

અમારા ફળીમાં રાત્રે તો મોટી ધમાલ થઈ રહેતી. નાનાં–મોટાં સૌ ભેગાં થઈ–પોતપોતાના પક્ષપાત પ્રમાણે ટૂકડી જમાવીને બેસી જતાં. એક તરફ રાસડા લેવાતા હોય, બીજી તરફ મારા કાકા અને મારા પિતા વાતોના ગપાટામાં ચડ્યા હોય, ડોશીઓ સૂતર કાંતતી હોય, વહુ-વારૂઓ ઢોરની ધમાલમાં હોય, આ તરફ અમે બે ચાર જુવાન છોકરાઓ, મોટી ડાંગ લઈ રાત્રિના ફરવા નીકળીએ.

અમારો વિશ્વાસુ 'ધોળિયો' કૂતરો અમારી સાથે

સાથે ને પાછળ ચાલતો હોય ! ઘોળિયાને પાછું પોતાનું મિત્રમંડળ હતું, એ એની પાછળ આવતું હોય ! એમાં એક એની સગી બહેન 'ટીપુડી,' બીજો કાકાનો દીકરો 'બાવળો' ને એ મંડળમાં દાખલ થવા ઇચ્છનાર એક જુવાન...ઉમેદવાર 'સાસલો' આટલા તો અચૂક હોવાના ! આટલું મંડળ લઈને રાત્રે ચાંદની ખીલે એટલે 'ઘોળિયો' પણ અમારી સાથે આવવાનો ! મને લાગે છે કે એને પણ ફરવાનો શોખ લાગ્યો હતો !

તે સમય બહુ આનંદનો હતો. ઊંચા પ્રકારના અત્તરની શીશી ખૂલી મૂકવાથી જેટલી સુગંધી ન આવે, એટલી સુગંધી, મારી માના લાવેલ તાજા ઘાસમાંથી ફેલાઈ રહેતી ! આ તરફ અમારા પ્યારાં દોસ્ત જેવાં બની ગયેલાં ગાયો અને ભેંશો નિરાંતે વાગોળતાં. અમારી એ સૃષ્ટિમાં પશુઓ પણ આનંદથી ભાગ લેતાં. દુનિયામાં તો જ્યારે બંધુત્વ પ્રસરે ત્યારે, પણ એ નાનકડા ફળીમાં તો ખરેખર જાણે બંધુતા પ્રસરી ગઈ હતી !

એક દિવસની વાત છે. અમારા ફળીમાં અમે સૌ ધાણી અને શેવ ખાવા બેઠાં હતાં. ફાગણ સુદ પૂનમની રાત હતી, ને તેથી સૌ આ તહેવાર ઉજવી રહ્યાં હતાં. ફળીમાં એક સારો ઊંચો ઓટલો હતો ને ઓટલા વચ્ચે લીંમડો હતો. સૌ મંડળ ત્યાં એકઠું થયું હતું. પછી ધીમે ધીમે રાત્રિ આગળ વધવા લાગી, ને તેમ તેમ સૌ, એક પછી એક વેરાવા લાગ્યાં. મારા ભાઈઓ સાથે ઘોળિયાનું મિત્રમંડળ ચાલ્યું ગયું. ને એક પછી એક સૌ ચાલ્યા જતાં છેવટે જેમ બે જ જણનો કરુણ સહવાસ રહી જાય, તેમ

છેવટે હું અને મારી મા બે જ રહ્યાં.

ફાગણ સુદ પૂનમ હતી એટલે ચંદ્રમા અસાધારણ સ્વચ્છ હતો. ઉપર આકાશમાંથી જાણે ચારે તરફ ચાંદની રેલી રહી હતી. એ લીમડાનું ઝાડ હજી ત્યાં છે અને ભાંગ્યો તૂટ્યો ઓટલો પણ વખતે હશે. પણ ત્યાં એ હુતાશનીએ તો હું ને મારી મા બે જ જણાં બેઠાં હતાં, આજ મને એ સાંભરી આવે છે !

દૂર એક ટેકરી હતી. ત્યાં દર વરસે હુતાશની પ્રગટાવવા લોકો છાણાંલાકડાંના ગંજ કરતા. તેની આસપાસ માણસોનું ટોળું જામતું. ટેકરી તો અમારા ઘરથી ઠીક દૂર હતી, તેથી દેખાય નહિ, પણ જ્યારે ગંજ સળગાવવામાં આવે, ત્યારે તેની આભ અડતી અગ્નિની જ્વાલા દેખાય. તેને વધારે સ્પષ્ટ જોવા હું તથા મારી મા ઓટલા ઉપર ઊભાં થઈ ગયાં હતાં !

પાછળથી અમારી બેન આવીને બન્નેને ખભે હાથ મૂકી હોળીનાં દર્શનની રાહ જોતાં ઊભાં રહ્યાં !

હુતાશની પ્રગટી. અમારા ઓટલા ઉપરથી તે બરાબર સ્પષ્ટ દેખાતી હતી. મારી માએ શ્રદ્ધાથી જ્વાલાને નમન કર્યું. હું કાંઈ સમજ્યો નહિ, પણ મેં તે પ્રમાણે જ કર્યું. એ જ પ્રમાણે બેને કર્યું ને તે પાછળથી ધીમેથી સરી ગયાં. એ જ વખતે અમારા ઘર સામે એક જૂના કિલ્લાનો અવાવરુ કોઠો હતો, તેના ઉપર એક બાઈ દેખાણી !

અમારા ઘરની સામે જ — થોડે દૂર — ગામનો જૂના વખતનો ગઢ હતો. ગઢને એક ખૂણે કોઠો હતો. આ કોઠો બરાબર અમારા ઘર સામે આવે. અત્યારે આ કોઠા ઉપર

એક સ્પષ્ટ શરીર દેખાયું એ અમે જોઈ રહ્યાં! કોઠો ગોળાકારમાં વચ્ચે પોલાણવાળો હતો. તેમ જ એવા નિર્જન અને ભયંકર સ્થાનમાં હતો કે કોઈ પણ માણસ અત્યારે આવવાની હિમ્મત કરે એ અસંભવિત હતું. મેં પોતે જ દિવસે પણ ઘણી વખત એ કોઠાના બાંકોરામાં બેઠેલા બોરંગ જોયા હતા! ને અવાવરૂ ગીચ ઝાડી — એની બીજી બાજુ હૈયારખીમાં ઉગેલી જ રહેતી!

આ જોઈને હું તો આશ્ચર્યથી મૂઢ જેવો ઊભો રહ્યો, ધીરેથી મારી બાની સોડમાં ભરાયો.

મેં કહ્યું: 'બા! જુઓ તો ત્યાં કોઠા ઉપર અત્યારે કોઈક બાઈ છે!'

મારી બાએ તો એ ક્યારનું જોયું હતું, પણ એણે વાતને રોળી ટાળી નાંખવા કહ્યું: 'હં. એ તો હુતાશનીનાં દર્શન કરવા ગામમાંથી કોઈક આવ્યું લાગે છે!'

એ વખતે તો મેં આ માન્યું, પણ થોડીવારમાં તો એ બાઈ જેવી મૂર્તિ, કોઠાના ગોળાકારમાં ઘૂમવા લાગી અને નીચે નમી નમીને રાસડા લેતી હોય તેવી દેખાણી!

મારા શરીર ઉપર ઠંડી પ્રસરતી હતી. અમારા ઘર પાસે એક લંગડો રજપૂત રહેતો. તેણે ક્યારેક વાત કરેલી — કે કોઠામાં ચુડેલું રાસડા લે છે. આજે કોણ જાણે એ વાત મને અચાનક સ્ફુરી. મેં મારી બાને પૂછ્યું:

'બા! આ ચુડેલ છે?'

'ના માડી ના! ચૂડેલ શું ને વાત શું? આ તો ગઢની રાંગે રાંગે કોઈક દર્શન કરવા આવ્યું છે, તે રાસડા લ્યે છે!'

'પણ બા! ત્યાં તો ક્યાંથી કોઈ આવે?'

એ જ વખતે પેલી સ્ત્રીમૂર્તિ કોઠાને આંટો પૂરો કરીને જાણે કે એક પળ ઊભી રહી! ઘડી ભર એમ ઊભા રહીને તેણે તો કોઠામાં જ અંદર ઝંપલાવ્યું! એક ભડકો જાણે હવામાં થઈ ગયો, ને આખો વેરાન પ્રદેશ વધારે ભયંકર બની રહ્યો. મેં મારી બાને પૂછ્યું: 'બા! એ તો કોઠામાં પડી!'

'એ તો એમ દેખાયું, બીજી બાજુ પગથિયાં છે ત્યાંથી નીચે ઊતરી ગઈ!'

પણ મારી એ શંકા રહી ગઈ તે રહી જ ગઈ. બીજી બાજુ પગથિયાં હતાં નહિ. ગઢની હૈયારખી તો દિવસે પણ ન જવાય એટલી અવાવરુ રહેતી. એટલે — અને આ એનું ફરવું, ઊભવું, અચાનક આવવું ને ઊડી જવું — ભડકો થવો: એ શંકા રહી જ ગઈ!

[૨]

આ ઘટના બન્યા પછી તો મારું પ્રિય ફળી, વહાલાં જાનવરો, પરિચિત વૃક્ષો, સ્નેહભર્યો ઓટો — એ બધું હવે તો ખેદાન મેદાન થઈ ગયું! ઘણાં વર્ષે જેમ કોઈ પુણ્યક્ષેત્રમાં જાત્રા કરવા જાય તેમ હું મારા જૂના ફળીની ખબર લેવા એક ચાંદની રાતે ચાલી રહ્યો હતો. દરેક પગલું વિચારથી ધીરું બન્યું હતું, શોકથી લથડી રહ્યું હતું, મધુર સંસ્મરણોથી ગંભીર હતું.

બરાબર તે કોઠા પાસેથી હું નીકળ્યો. હું ન જાણું તેમ એક વિચાર મગજમાંથી પસાર થઈ ગયો: 'પેલી સ્ત્રી-

મૂર્તિ ત્યાં ઊભી હશે તો ?'

ને મેં ભયભીત બનીને આસપાસ દૃષ્ટિ કરી. બરાબર કોઠાના મૂળમાં ને મારા પસાર થવાના રસ્તા પાસે તે ઊભી જ હતી ! હાય રે ! હવે ? મારા પગ ભયથી ધ્રૂજવા માંડ્યા. ને બે ડગલાં હું પાછો ફર્યો: પણ એ જ વખતે મધુરતાના જીવન્ત સ્પર્શ જેવો પેલો જૂનો પરિચિત મારી માનો હાથ જાણે મારા ખભા ઉપર પડ્યો હોય એવો મને અનુભવ થયો ! મેં એકદમ પાછું ફરીને જોયું, પણ ત્યાં તો કોણ હોય ? કેવળ અનુભવ હતો—કે પછી અનુભવની કલ્પના હતી !

છતાં હું હિમ્મત રાખીને આગળ તો ચાલ્યો જ. એ સિવાય જવાનો બીજો માર્ગ ન હતો, પણ પેલી સ્ત્રીમૂર્તિ આગળ આવતી લાગી. પછી તો મારા રસ્તામાં જ વચ્ચે ઊભેલી દેખાણી ! હવે તો બધી હિમ્મત ભેગી કરીને, આગળ વધ્યા વિના છૂટકો જ ન હતો. હિમ્મત રહે માટે મેં મોટેથી પ્રશ્ન પણ કર્યો: 'કોણ ?' પરંતુ મારો એક હાથ સોટાની કૂંચી ઉપર હતો. મોંએથી હનુમાનનો જાપ કરી રહ્યો હતો. પગ ધ્રૂજતા હતા, છાતીમાં ધડક હતી, હાથે પરસેવો વળતો હતો, વાળ ઊભા થઈ ગયા હતા.

મારા બોલવાનો તો માત્ર કોઠામાંથી પડઘો જ આવ્યો: 'કોણ ?'

અને નિર્જન વેરાન પ્રદેશમાં તો એ એકલો અનુત્તર શબ્દ વધારે ભયંકરતાથી ગાજી રહ્યો !

હવે તો મારી હિંમત ચાલી ગઈ. મારી માને મૃત્યુ પામ્યાને ઘણો વખત થઈ ગયો હતો. પણ જાણે તેનો

સ્પષ્ટ સ્વર મારા મનમાં ઊગી રહ્યો હોય તેમ લાગ્યું;

'વાસના! દીકરા! વાસના! બીજું કંઈ નથી. આગળ જા, એટલે એ પાછળ રહી જાશે!'

મેં બેબાકળા બનીને પાછી નજર ફેરવી. પણ ત્યાં કોઈ હોય તો નાં? થોડે છેટે ચાંદનીમાં ઝાડનાં પાન ભયંકર રીતે ચળકાટ મારી રહ્યાં હતાં! ને કોઠા ઉપરથી તો પીપળાનાં પાન ખખડતાં હતાં!

હું જરાક આગળ ધસ્યો, પણ પછી તરત જ થંભી ગયો. બરાબર મારી સામે જ એક બાઈ દેખાણી! એનાં ધોળાં લૂગડાં નજરે પડતાં હતાં. ચહેરો સ્પષ્ટ–અસ્પષ્ટ હતો, પણ એના હાથની નિશાની ચોખ્ખી દેખાતી હતી. એ બોલી કે નહિ એ કાંઈ ખબર ન પડી, પણ એના શબ્દ તો જાણે કાને અથડાયા. એમાં એટલી તો મૃદુતા, શરીર આખાને જાણે ચંદનસ્પર્શ લાગે તેવી હતી — કે માણસ, તરત એ તરફ જાણે ચાલ્યો જ જાય! પણ એમાં એટલી જ શોકની ઘેરી છાયા પણ હતી! બહુ જ મૃદુ ને જરાક જ વિશ્વાસી એવો અપરિચિત સ્વર જાણે કાને આવ્યો:

'ડરો માં! આવો, આવો, મારે તમને વાત કહેવી છે! આંહીં અંધારામાં આવો!'

પણ ત્યાં ઊભા રહેવાય હવે? મેં પાછલા પગે, વાંસો વાળ્યા વિના જ, ધરતી ઉપર જ મોં રાખીને, પાછું ચાલવાનું કર્યું!

'અરેરે!' હું જરાક પાછો હઠ્યો ને બોલ આવ્યો: 'કોઈ નથી આવતું! મારે, મારા પૈસા થોડાક વાપરવાનું કહેવું છે.. પણ.. અરેરે!..'

એ જ વખતે, જાણે મારે માટે તો, ભગવાને મોકલ્યો હોય તેવો કૂતરાનો અવાજ આવ્યો! અને તરત એની પાછળ જ ચાંદની રાતમાં ફરવા નીકળેલાં છોકરાંઓનું ટોળું મોટેથી બૂમાબૂમ કરતું આ બાજુ આવતું નીકળ્યું: 'ગંગા ગાંડી! એ ગંગા ગાંડી!'

હું ઉતાવળે પગલે એમની પાછળ થઈ ગયો. એક ચોરદૃષ્ટિ કોઠા તરફ કરી.

કોઠા ઉપરથી કેવળ પીપળાનાં પાન ખખડી રહ્યાં હતાં!

૬ : ૮ : ૨૨

# પાણીપત*

એનું નામ મોંઘી હતું.

મેં એનો ચહેરો એક જ વખત જોયો હતો. એમાં અગમ્ય દર્દ મને જણાતું.

મારા પિતાની બદલી થવાથી, મોંઘીનું ગામ મારા પિતાના તાબામાં આવ્યું હતું. મારા પિતાએ એક વખત મોંઘીના બાપને બોલાવ્યો.

મેં ચોરી કરી. ત્યારે મને ચોરી કરતાં આવડી. મોંઘીનો ગોળ ચહેરો ને સુંદર નયનો! આછા બાલ ને રૂપેરી દાંત! એના આખા ચહેરાનું હું ચિત્ર કાઢી શકું. તે દિવસે મોંઘીને તેના બાપની પાસે બેઠેલી જોઈ. મોંઘી અને તેનો બાપ ગયાં પણ મોંઘી મારા માટે અકથ્ય ઇતિહાસ મૂકતી ગઈ. પથારીમાં પડ્યાં મેં એનું જ ચિંતન કર્યું. એનો ચહેરો આબાદ સ્મૃતિમાં છપાઈ રહ્યો હતો! નામ પર પણ મને મોહ થયો. કેવું નામ! મોંઘી!

* મૂળ આ વાર્તા 'વણકરની કન્યા' એ નામે પ્રગટ થયેલી, લગભગ ૧૯૨૨.

મારા પિતાએ એક વખત મને કહ્યું :

'હર્ષવદન ! હું ગામ જાઉં છું : તું મોંઘી પાસેથી વેજું વણવા આપ્યું છે, તે સંભાળી લેજે.'

મારા પિતાને લાંબી મુદત બહાર રહેવાનું હતું. હું હવે ઘરનો માલિક હતો. મેં બીજે દિવસે જ મોંઘીને બોલાવી : મોંઘી સાથે ડોસો હતો. મેં રૂઆબમાં જ પૂછ્યું :

'હવે વેજું ક્યારે આવશે ? મોંઘી !'

મોંઘી સ્ત્રીની રમણીય–મૂંઝવણની અવસ્થામાં હતી. સ્ત્રી બની, હિંમતથી જવાબ આપે એટલી તે મોટી ન હતી, કાંઈ પણ લાગણી વિના જવાબ આપી શકે તેટલી નાની ન હતી. મોંઘી જરાક મીઠું હસીને નીચે જોઈ રહી.

મોંઘીના બાપે કહ્યું: 'કાલે મારી મોંઘી આવી આપી જશે !'

હું હતો ત્યાંથી ઊંચે કૂદત. પણ મારા વેગને મેં રૂઆબમાં જ ફેરવ્યો: 'હાં હવે મોડું ન થાય તો સારું ! મોંઘી ક્યારે આવશે ?'

'લગભગ નવ બજ્યે.'

મોંઘી અને તેનો પિતા ગયા. તે દિવસે હું એમર્સન વાંચવા બેઠો. કાંઈ સમજ્યો નહિ. કાંઈક અઘરી વાક્ય-રચના લાગી. હું મારી બારીમાંથી, દૂર હરિયાળાં ખેતર ભણી જોઈ રહ્યો ! આ બાજુ મોંઘીનું ઘર હતું ! મારા જીવનનું એ પાણીપત હતું. ત્યાં જ એક સમ્રાટ્પદનો નિશ્ચય થવાનો હતો.

બીજે દિવસે હું સાત વાગ્યા પહેલાં પરવારી મેડી પર આરામ ખુરશીમાં પડ્યો. મોંઘીના માર્ગ તરફ જોતો હતો

નીચેથી નોકરે બૂમ મારી : ‘ભાઈ!’

‘બેવકૂફ !’ હું મનમાં જ બબડ્યો.

‘ભાઈ!’ નોકર પોતાનો પવન ખાલી કરવા મંડ્યો ! હું ખુરશીપરથી ઊઠ્યો. ચોપડીમાં આંગળી રાખી, ઉતાવળે ક્રોધથી ઓસરીમાં આવ્યો : ‘કેમ, શું છે રામા ?’

‘અરે ! ભાઈ ! રામપરસાતભાઈ આવ્યા છે.’ રામપ્રસાદે નીચેથી મારા તરફ જોયું. ‘સાહેબજી ! ઓળખો છો કે ?’ હું ખીજાયો. મોટેથી હસી પડ્યો : ‘અરે રામપ્રસાદ ! વાહ ! વાહ ! આ શું ઢોંગ ? આવો, ઉપર આવો.’

રામપ્રસાદ મારી સાથે ‘એમ. એ.’ નું વાંચતા. અમે બન્ને બી. એ. માં સાથે જ રહેલા. આજે રામપ્રસાદ મારે ત્યાં પહેલાં આવ્યા, પણ એના સદ્‌ગુણોથી હું વાકેફ હતો.

રામપ્રસાદ શુદ્ધ અને નિખાલસ હૃદયના પણ મોટા ગપ્પીદાસ હતા ! રામપ્રસાદ વાતો કરવા બેસે ત્યારે જાણે ભૂલભુલામણીમાં દોડીએ છીએ એવું ભાન થાય ! એક વાત પૂરી ન થાય, ત્યાં બીજી વાત ચોટી જ હોય. કેટલીક વખત ‘એમર્સન’થી શરૂ કરેલી વાત હવે ‘કલાઈવાળા વાસણને બરાબર કલાઈ દેતા નથી’ એવા સ્વરૂપમાં અંત પામતી ! રામપ્રસાદને બંગાળાના ઉપસાગરમાં વહાણ ડૂબ્યાથી, સૂરતના બારામાં કૂતરું અવસાન પામ્યા સુધીની છેલ્લી ખબર હોય ! એ બોલતું ચાલતું વર્તમાનપત્ર હતું ! બીજે વખતે હું રામપ્રસાદને બહુ જ માન આપત, પણ આજે તો મોંઘી આવવાની હતી !

રામપ્રસાદ ઉપર આવ્યા. અમારી ઘડિયાળમાં એક ટકોરો થયો !

‘કેટલા ? સાડાઆઠ ?’ એમ કહી રામપ્રસાદે પાસેની

ખુરશી પર જગ્યા લીધી. 'કેમ? હર્ષવદન! એમર્સન વાંચ્યો?'

'એમર્સન? એમર્સન ઊંઘી ગયો. મોંઘી વિષે એમર્સન શું ખબર આપે છે?' હું મનમાં જ ખીજાયો. મોટેથી બોલ્યો: 'ના નાં, હું તો વાંચી શકતો નથી!'

રામપ્રસાદ જરાક હસીને બોલ્યો: એને બોલતી વખતે, જરા હસવાની ટેવ હતી. તેના બાપ ન્યાયાધીશ હતા, ત્યાંથી વારસામાં મળી હતી. એ ટેવને રામપ્રસાદે સુધારા વધારા કરીને ગૃહસ્થને છાજતી બનાવી હતી.

'ઘરે વંચાતુ નથી હેં! કેમ ખરું ના? મારો તો આ જ અનુભવ છે! આજે 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'માં એ વિષે જ 'આર્ટિકલ' છે. આપણું વિદ્યાર્થી જીવન...'

થઈ રહ્યું તોબા! રામપ્રસાદે 'ભૂલભુલામણી' શરૂ કરી. વાક્યની શરૂઆતથી જ હું ધ્રૂજી ઊઠયો.

'રામપ્રસાદ! તમારી ઘડિયાળમાં કેટલા થયા?'

'નવમાં વીશ.'

'ઠીક, મોડું તો નહિ થાય.' મેં મારા તરફ જ મોટેથી કહ્યું. રામપ્રસાદ પૂછે કે ક્યાંય જવું છે કે તરત જ ઉંદા ભણાવી પોબારા ગણુવા!

પણુ રામપ્રસાદ નિખાલસ હતો, છતાં 'ભૂલભુલામણી' વખતે બધું ભૂલી જતો. રામપ્રસાદ બોલે જ શેના?

હવે મારી ધીરજ ન રહી, મેં મોટેથી કહ્યું: 'રામપ્રસાદ! મારે નવ વાગે બહાર જવું પડશે!'

'ભલે, હું બેઠો છું! તમે જઈ આવોને, મારે બીજું કામ નથી!'

મારા તો હાથ ભોંયે પડયા! નીચેથી નોકરે બૂમ

પાડી. મોંઘી આવી હશે! તો બધો તાલ બગડ્યો. પણ સદ્‌ભાગ્યે તેમ ન હતું રામપ્રસાદથી છૂટા થવાના હેતુથી હું નીચે ઊતર્યો. રામપ્રસાદ બોલ્યા:

'હર્ષવદન! ક્યાં? કેટલું કામ છે? ખાનગી નથી નાં? તો હું સાથે આવું!'

તારું કપાળ ફૂટવા! હું મનમાં જ ખીજાયો. મોટેથી બોલ્યો: 'ના ના રામપ્રસાદ! તમે બેસો. હું હમણાં જ આવું છું!'

હું એકદમ નીચે ઊતરી ગયો. ચાલતો થયો. રસ્તે મોંઘી મળશે માટે તેના રસ્તા તરફ દોડતો ગયો. ભલા ભગવાન! છેટેથી મોંઘી આવતી હતી. તે પાસે આવી પહોંચી. મેં કહ્યું: 'મોંઘી! વેણું લાવી કે?'

મોંઘી મારી સામે જોઈ રહી. કાલે રૂઆબથી બોલનારનો ધીમો અવાજ પારખવાની એનામાં શક્તિ હતી. મારું હૃદય પણ જાણે આંખ પર ખૂલ્લું થવા માંડયું હશે!

મોંઘી ધીમેથી બોલી: 'હા, પણ તમને આ વણાટ ગમે છે?' હું આ રૂપાની ઘંટડી જેવા સુંદર અને છૂટા શબ્દો સાંભળતો રહ્યો. શું બોલું? મોંઘીની આંખમાં કાજળની આછી લીટી હતી, એના હોઠ ઉપર જરાક લાલ રંગ હતો: આંખમાં શરમ અને નિર્દોષ લાલિત્ય હતું કે પછી મસ્તી હતી!

મેં મોંઘીને મીઠાશથી કહ્યું:

'હા, મોંઘી મને બહુ ગમે છે. પણ તું બોલતી કેમ નથી?'

મોંઘીએ ઉત્તર ન આપ્યો. ઘડી પછી એ બોલી: 'આ વેણું ઘરે સોંપવું છે?'

'હા,' મેં કહ્યું: 'પણ મોંઘી! તું આટલું ધ્યાન રાખજે હો. હું તારી પાસે મોટો માણસ નથી!'

મોંઘી જરા નીચું જોઈ રહી હતી. એ જરાક આંખમાં હસી રહી.

હું ઘેર આવ્યો ત્યારે રામપ્રસાદ ચાલ્યા ગયા હતા. હું નિરાંતે બેઠો. મોંઘીને પાછા આવવાની મુદત હવે લાંબી એટલે હું પોતે એક દિવસ મોંઘીના ઘર તરફ ફરવા ગયો. મોંઘી મને જોઈને ઘરમાંથી બહાર આવી. એનો બાપ ત્યાં ન હતો. 'મોંઘી, તારે ભણવું છે?'

મોંઘીએ ડોકું ધુણાવીને જરાક હસતાં હસતાં હા પાડી.

પછી તો મોંઘીનો બાપ હોય ત્યારે પણ હું જતો. અમે ઘણી વાતો કરતા. મોંઘી તે સાંભળતી. મારા તરફ તેનું મન ઢળતું હતું. એની વિશાળ આંખો મને જોઈને હર્ષથી ભરાતી. મોંઘીએ એક દિવસ મારે માટે મોંઘું ને મહેનતુ ભરતકામ તૈયાર કર્યું. તેણે મારા માટે જ એ તૈયાર કર્યું હતું. તે ધીમે ધીમે આગળ વધતી હતી ને હવે તે સારી રીતે સમજી શકતી હતી. મોંઘી સંધ્યા સમયે નદી પર બેડું ભરવા આવતી એટલે હું ત્યાં જઈને બેસતો! નવરો ધૂપ!

મોંઘી તો હમેશાં પોતાના પ્રેમમાં આગળ વધતી હતી. એ હવે વારંવાર મને મળતી. હું એને ઘેર ફૂલ આપવા જતો. દરમ્યાન મોંઘીનો પિતા મૃત્યુ પામ્યો. મોંઘી નિરાધાર પડી. મોંઘી હવે મારે માટે સુંદર વણાટ કરી આવતી. એક દિવસ મોંઘીએ અરધું કાપડ વણ્યું. પોતાની બધી કલા હર્ષથી નાંખીને તે મારી પાસે આવી, મેં એનો સત્કાર કર્યો. પરંતુ આ છેલ્લો સત્કાર હતો! તે ગુલાબી સુરખી

સાથે હસતી હસતી બોલતી: 'હવે તો તમે પહેલાના જેવું કેમ બોલતા નથી?'

મેં કહ્યું: 'પહેલાના જેવું? પણ તું હવે કેમ આવતી નથી?'

મોંઘીની આંખમાં સ્નેહ હતો. તે વ્યક્ત કરવાનું સામર્થ્ય ન હતું. તે મારા તરફ જોઈને મૂંગી મૂંગી હસી પડી!

બીજે દિવસે મારા પિતા આવ્યા. રામપ્રસાદ પણ સાથે હતો. રામપ્રસાદની બહેન કાન્તા સાથે મારું સગપણ કરવાનું હતું. હું ધ્રૂજ્યો, રામપ્રસાદને મેં એકાંતમાં બોલાવ્યો:

'રામપ્રસાદ! કાન્તા દુ:ખી ન થાય તો સારું!'

'અરે! હર્ષવદન! તું શું બોલે છે?'

મારા ખભા ઉપર સુનેરી પછેડી લટકતી હતી. રામપ્રસાદે તે જોઈ. તે બોલ્યો: 'પુંજાની વણાટ કે મોંઘીની?'

હું જરાક ધ્રૂજ્યો

' શંકાશીલ મન પોતે જ શત્રુ છે. રામપ્રસાદ આંહી રહ્યો ન હતો? બારીમાંથી એણે જોયું હશે, અથવા બધું સાંભળ્યું પણ હોય! તરત જ મારા મનમાં વિચાર આવ્યો: રામપ્રસાદે આ ઉપરથી જ, મારા બાપને સમજાવીને સગપણની આ ગોઠવણ કરી નાખી લાગે છે!

મારું માથું કંપ્યું. ખુલ્લું કરવું કે ખુલ્લું પડવું? કે મોંઘીને પૂછવું?

એવડા નાનકડા ગામમાં મારું સગપણ થવાનો બનાવ મોટો ગણાય. આખા ગામમાં વાત પ્રસરી. મારું સગપણ થાય છે.

હું સાંજે મોંઘીને મળવા ગયો. મોંઘી હંમેશ મુજબ

જ આવી. પણ આજે એની ચપળતામાં ભાર હતો: આંખમાં છાનો શોક હતો: ચહેરાપર ગુપ્ત દર્દ હતું.

'મોંઘી એક તને પૂછું ?

'હા.'

'તું મારી સાથે રહીશ.'

'શું કામ ?'

'ભણવા.'

'ના. ના. એ તો ખોટું !'

'કેમ ?'

'તમે મોટા માણસ કહેવાવ: અમે નાનાં.' એની આંખમાં આંસુ આવ્યાં. એને મારી સગપણની વાત સાંભળીને ખોટું લાગ્યું હશે એમ ધારી મેં સાંત્વન કર્યું. 'મોંઘી! ફિકર કરતી નહિ. હું તને મૂકીને ક્યાંય જનાર નથી !'

'ના, એમ ન કરતા હોં.' મોંઘી એટલું બોલી, બે હાથે મોં ઢાંકી દઈને ઝડપથી દોડી ગઈ! બીજે દિવસે સગપણ સંબંધે ખૂબ આનાકાની થઈ! રામપ્રસાદને મેં બધું સમજાવ્યું, હું આમાં ખુશી નથી. રામપ્રસાદ એટલું જ બોલ્યા: 'ત્યારે તમને તમારી આબરૂ વહાલી નથી કાં ? જાહેરમાં નિંદાવું છે ?'

મેં ધાર્યું કે આ તો મોંઘી વિષેનો ઈસારો છે, એટલે તો હું ચૂપ થઈ ગયો.

મારું સગપણ થયું.

બીજે દિવસે હું મોડેથી નીકળ્યો. મોંઘીને ત્યાં ગયો, પણ તે ત્યાં હતી નહિ. બારણું ખખડાવ્યું, બંધ હતું. હું

અંદર ગયો. એક ચીઠી પડી હતી. મોંઘી ચાલી ગઈ હતી.

હર્ષવદન ! લુણહરામ ન બનું

મોંઘી.

શું બન્યું હતું ? મને થોડા દિવસ પછી ખબર પડી કે મોંઘી નાની હતી ત્યારે તેની મા મરી ગઈ. મોંઘીને મારી માએ રોટલા આપીને ઉછેરી મોટી કરી હતી એ વાતનું સ્મરણ થતાં, મોંઘી, મારી માનો વિચાર કરીને, એકાએક ઊડી ગઈ હતી !

આ વાતને ઘણાં વર્ષ વહી ગયાં. હવે મોંઘી રહેતી એ જગ્યા પણ ભુલાણી છે. માત્ર જ્યાં મોંઘી પાણી ભરતી તે નદીને આરે હું હજી વારંવાર બેસું છું ! અને મને એક વિચાર આવ્યા કરે છે: 'એમર્સન હું તો વાંચતો ને સમજતો પણ આ મોંઘીએ એ ક્રિયામાં શી રીતે વણ્યો ? એ તજી ગઈ હશે, ઘરબાર, ત્યારે તો એના હૃદયમાં પાણીપત જ થયું હશે નાં ?'

# નાની મણી

રઘુનાથ શેઠ હવાફેર કરવા ગામડામાં ગયા. નદીના સુંદર તટ પર ફરી સાંજરે હમેશાં રજનીને લઈ પાછા વળતા. ગામડાની ભાગોળ પાસે જ નાની મણી એની મા પાસે બેસતી. એના મગજમાં કાંઈક ધૂન આવતી અને તે વારંવાર શેઠ નીકળતા ત્યારે તેની માને પૂછતીઃ

'માડી, આ દરબાર છે?'

એની મા રતન બોલતી, પણ બહુ ધીમેથીઃ 'હા, જો, તારા જેવડું ટપકડું બચ્ચું રહ્યું.'

મણી હમેશાં રજની તરફ જોતી અને સાંજે ગામડાના ખેડૂતો સાંતી હાંકી પાછા વળે ને સૂર્યનાં ઢળતાં કિરણો એક પછી એક ચાલ્યાં જાય એટલે રતન તથા મણી પાછાં ઘેર વળતાં.

રઘુનાથ શેઠ માયાળુ સ્વભાવનો હતો. અને તેનામાં જેમ વૈભવની ઉચ્છૃંખલતા ન હતી, તેમ વૈભવને સહજ સંકુચિત વૃત્તિ પણ ન હતી.

ઘણા દિવસ ચાલ્યા ગયા.

એક દિવસ રઘુનાથ શેઠ રતન સાથે વાત કરવા ઊભા રહ્યા. રતને ગામડાની જિંદગીની વાત કહી. શેઠને વાત પસંદ પડી. પછી તે હમેશાં નાની મણી પાસે ઊભતા, અને રજની ત્યાં દોડતો, રમતો અને ક્યારેક મણી અને રજની શેઠની નજર ચુકાવી દૂર સુધી ચાલ્યાં જતાં. ધીમે ધીમે રજની અને મણીને સાંજે એકબીજા સાથે મળવાનું હમેશ થતું. શેઠ ફરવા જાય ને આસપાસ ફરે ત્યારે મણી પાછળ પાછળ ચાલતી અને રજની સાથે વાતો કરતી દૂર સુધી જઈ આવતી. એ બે બાળકો એમ માનતાં કે આનાથી વધારે ઉપયોગી કામ જગતમાં બીજું નહીં હોય.

મણી અને રતન ગામની ભાગોળે હમેશની માફક બેઠાં હતાં. ગોવાળ ધણ લઈને છેટેથી આવતો હતો. રતન પોતાની ગાયની રાહ જોતી હતી. મણી ઝાંપા તરફ જોતી હતી કે 'દરબારનો કુંવર' બહાર આવે છે કે નહિ ?

સૂર્યાસ્ત થયો, પણ રજની આજે બહાર આવ્યો નહિ.

રતન તો હમેશની નિશ્ચિંત અવસ્થામાં પાછી વળતી હતી. પણ મણીની નાની બુદ્ધિમાં એક મોટો પ્રશ્ન ખડો થયો: 'આજે રંજુ કેમ આવ્યો નહિ ?' મણી 'રજની'ને રંજુ કહીને જ બોલાવતી. એની માની આંગળી પકડી પાછા વળતાં તે અટકી. એનાથી પ્રશ્નનું નિરાકરણ આવ્યું નહિ. અને અશક્તિ છુપાવવાનો દંભ માણસમાં મોટા થયા પછી આવે છે. તે એની મા સામે જોઈ રહી.

'મા ! એ બાડી !' મણીના લંબાતા સ્વરમાં લાલિત્ય અને આનંદ હતો.

'શું ?'

'આજે રંજુ ન આવ્યો કાં? એમ કેમ?

'કાલે આવશે.'

'જે આજ ન આવે તે કાલ આવે કાં, બા?'

'હા.'

'મારા બાપુ આજ ન આવે તો કાલ આવે?'

'ના બાપુ,' રતને જવાબ આપ્યો, 'આકાશમાં જાય તે પાછું આવે નહિ.'

'બા! હું આકાશમાં જાઉં તો પાછી ન આવું?'

'ના માડી! તારા પહેલાં હું તો જાઉં!'

'તું જાશ, તો તું પાછી નહિ આવે?'

તદ્દન સાધારણ વાતમાથી શેક્સપિયર ન લખી શકે, તેટલો કરુણ ફિલસૂફી રસ મણીની વાતમાં આવ્યો. મણીની શંકા એનું હૃદય ધ્રુજાવવા લાગી! આ કરુણ દૃશ્યને વધાવતી હોય તેમ એક ચીબરી છેટે બોલી. મણી અને રતન શાંત ઘેર ગયાં. રતન આ વાત ભૂલી ગઈ, કારણ કે સાધારણ હતી. પરંતુ નાની મણીનો મોટો તત્ત્વજ્ઞાનનો પ્રશ્ન આ હતો કે, આકાશમાં જાય તે પાછું રમવા પણ ન આવે? એના મનમાં એ વાત રહી ગઈ.

બીજે દિવસે રઘુનાથ શેઠ એકલા જ ફરવા નીકળ્યા હતા. સાથે રજની ન હતો. મણી તેની મા પાસેથી દોડતી છૂટી પડી ને શેઠને રસ્તે પકડ્યા.

'શેઠ બાપુ! એ.. દરબાર બાપુ! રંજુ નથી?'

'ના બાપુ! તેને તાવ આવ્યો છે.' શેઠે માયાથી જવાબ આપ્યો.

'બહુ આવ્યો છે?' મણીએ સવાલ કર્યો.

'ના, થોડો.'

'મારા બાપુને આવ્યો હતો તેટલો.' માણસ ધારે છે તેટલું છોકરું મૂર્ખ નથી. એનામાં દૂરના ભયથી થડકવાની લાગણીભરી નિર્બળતા છે, તો આશા અને વિશ્વાસનું ક્ષેત્ર પણ તેટલું જ વિશાળ છે. આશા અમર છે અને છોકરામાં ખાસ. મણીના બાપુને કેમ તાવ આવ્યો ને તે કેમ 'આકાશ'માં ગયો, તે વાત, મણીએ રતન પાસેથી સાંભળી હતી. બાળકનું સાહિત્ય ઘટના છે, એટલે મણીને આજે એ બનાવ યાદ આવ્યો ને ભય લાગ્યો.

'તારા બાપુને કેટલો તાવ હતો?'

મણીને અભિમાન આવ્યું. શેઠને કહી શકે એવી એક ખબર પોતાની પાસે હતી. બાળકનો ખજાનો અવનવા બનાવોનો બનેલો છે.

'મારા બાપુને તો, દરબાર બાપુ! બહુ તાવ આવ્યો હતો. હમણાં ત્યાં આકાશમાં છે. દરબાર બાપુ! હવે તે રમવા ન આવે કાં?'

શેઠ રઘુનાથ જરાક ધ્રૂજ્યા. રંજુને તાવ હતો ને આ છોકરી આકાશની વાત કરે છે. મણીએ મોંઢામાં એક આંગળી નાંખી, બીજી આંગળી ભૂલી જઈ શેઠ તરફ ધરી. રંજુને બદલે મણીની આંગળી શેઠ કેમ લે?

'શેઠ બાપુ! કાલ રંજુ ફરવા આવશે કાં?'

'હા ચોક્કસ.'

'ત્યારે મને સાથે ફરવા લેશો નાં?'

શેઠનું ફરવાનું નિશાન પૂરું થયું. તે પાછા વળ્યા. શેઠને આવતા જોઈ રતને સામે આવી મણીને લીધી. રતને

ધીમેથી કહ્યું: 'શેઠ સાહેબ ! અમારી મણી બહુ બોલકણી છે. તમને હેરાન નથી કરતી નાં ?'

મણી એની માતા સામું જોઈ રહી. મારા વિષે શી વાત છે, એવી દલીલ એના મગજમાં ચાલતી હતી.

'ના, ના, રતનબાઈ. રંજુ બહુ આનંદ પામે છે !'

'હા, બાપુ, એમ જ છે નાં ? મોટા માણસો ભૂલી જાય છે, તે છોકરાં ભૂલતાં નથી.'

રઘુનાથ શેઠ ઘેર ગયા.

રંજુને સારું થયું. પછી રઘુનાથ શેઠ હમેશાં છેટેથી જ મણીને બોલાવી ફરવા જતા. બન્ને છોકરાં બહુ જ આનંદ કરતાં. ધીમે ધીમે એમની દોસ્તદારી વધી. શેઠ ગયા ત્યારે મણીને નવાં લૂગડાં અપાવ્યાં. ને બીજે દિવસે તે લૂગડાં પહેરી રંજુ સાથે ફરવા જવું છે એ વિચારમાં મણી, તે લૂગડાં સહિત જ સુઈ ગઈ હતી. પણ બીજે દિવસે તો શેઠ અને રંજુ ઘણે દૂર જવાના હતા. તેઓ પોતાને શહેર પાછા ફરવાના હતા.

આકાશમાં ગયા સિવાય, આજે ગયેલું માણસ કાલે આવતું નથી, એ નવો પ્રશ્ન વળી મણીને મૂંઝવવા લાગ્યો. રંજુ આકાશમાં નથી ગયો તો રમવા કેમ નથી આવતો ? ને ગામ ગયો છે, તો ગામ જવું એ જ આકાશમાં જવું છે ?

છોકરાના નાના મગજના કેવા મોટા પ્રશ્નો !

કદાચ અજ્ઞાનતા ભર્યા હશે, દંભ ભર્યા નથી.

કેટલું અજ્ઞાન અને કેટલું તત્ત્વજ્ઞાન !

[૨]

શેઠ રઘુનાથનું ઘર આજે ગમગીન છે. રજની હવે

નથી. રજનીને તાવના બીજા ઝપાટાએ ઝડપી લીધો હતો. રજનીના જીવનનો છેલ્લો પ્રસંગ શેઠને ખૂંચી ગયો. મૃત્યુ પામતાં પહેલાં બે દિવસે રજની બોલ્યોઃ 'બાપુ, આહીં મણી નથી કાં? આપણે હવે ગામડે જાશું, ત્યારે મણીને સાથે લાવશું હો!'

રજની તો ગયો. શેઠ પાછા નિયમ પ્રમાણે ગામડાં તરફ નીકળ્યા. હમેશની માફક શેઠ પણ ફરવા નીકળ્યા. પરંતુ તેમની સાથે આજે રજની ક્યાં હતો? શેઠે આશાભરી એક દષ્ટિ ભાગોળ તરફ ફેંકી. કદાચ ત્યાં મણી સાથે રજની ઊભો હોય તો!

સાવ ખોટી આશા પણ જીવનનું કેવું મોટું આશ્વાસન' છે! કદાચ, સંતો એટલા માટે કહેતા નહિ હોય કે માયા છે, તો દુનિયા છે!

પણ આજે ભાગોળે રતન કે મણી હતાં નહીં. તદ્દન શૂનકાર હતો. રઘુનાથ શેઠ ગ્લાનિભર્યા હૃદયે ફરવા ચાલ્યા. ઘણે દૂર જઈ, એક વાંક લઈ, ગામના બીજે રસ્તેથી ઘર તરફ આવતા હતા. શાંત વહેતી નદી પાસે એક નાની છોકરી ઊભી હતી. એની ગંભીર મુદ્રા જોઈ, કોઈ એમ કહે કે, એ તત્ત્વજ્ઞાન ઉકેલે છે. બીજા તો વાંચે છે. શેઠે તેને દૂરથી દીઠી, તે તરફ વળ્યા. પોતાનાં જ આપેલ લૂગડાં પહેરીને મણી જ ત્યાં ઊભી હતી. નદીમાં 'છૈયા' ઊંચા નીચા થતા હતા; અને થોડાક પથ્થર સાથે અફળાઈ નદીનું પાણી વહેતું હતું. કાંઠે એક નાનો ફાંટો ફૂટી, ગોળ આકારમાં ફરી, છેટે નદી સાથે મળતો હતો. આ થોડા પાણી તરફ દષ્ટિ રાખીને મણી ત્યાં ઊભી હતી!

શેઠ પાસે આવ્યા. વાત્સલ્યભાવથી તેણે મણીના વાળ પંપાળ્યા. મણીએ એક વખત એને ઝાલવા માટે આંગળી આપી હતી તે આજે એમને સાંભર્યું. તે બહુ જ ધીમેથી બોલ્યા: 'મણી ! બેટા !!'

મણીએ ઊંચે જોયું. એનાં નયનમાં અગમ્ય આશાનું દર્દ હતું.

'શેઠ દાદા !' મણી તરત જ એમની આંગળીએ વળગી પડી.

'આંહી કેમ ઊભી છો ?'

'શેઠ દરબાર ! આ પાણીમાંથી કોણ રમવા આવે ?'

'કોણ આવે ? બાપુ ! કોઈ નહિ.'

'કોઈ નહિ ? કોઈ રમાડવા પણ ન આવે ?'

શેઠે નદી તરફ જોયું. કોઈની થોડા દિવસ પહેલાં નાંખેલી રાખ હતી. શેઠ નરમ થઈ ગયા.

'મણી, તારી મા, રતનબાઈ ક્યાં ?'

મણી આશા સહિત પાછી ફરી: એનો પ્રશ્ન શેઠ સમજી શક્યા, માટે એની ભાષા ખોટી નથી. બાળકને શુદ્ધ ભાષાનો હમેશાં ભય રહે છે.

'દાદા ! શેઠ બાપુ ! દાદીમા કીયે, બા આંહી રમવા આવ્યાં છે, તે આજ આવશે ! હું વાટ જોઊં છું. આ રાખના ઢગલામાંથી એ આવે ? પાણીમાંથી આવે કાં ?' કાલ ગયાં છે એટલે આજ તો હવે આવે નાં ? આવે કાં ?'

મણીના પ્રશ્નોનો ઉત્તર રઘુનાથ શું આપે ? રઘુનાથે સજળ આંખ ઊંચે કરી. છેટેથી એક વૃદ્ધ ડોશી, લાકડીના ટેકે આવતાં હતાં: આંખ આડે હાથ રાખી તે પોતાના

બધા જોરથી બૂમ પાડતાં હતાં: ‘મણિ! એ મણકી!’

મણિ શેઠ પાસેથી દોડી.

‘મા! એ મા! શેઠદાદા આવ્યા! હવે બા જરૂર આવશે હો.’

રઘુનાથ ધીમે ધીમે પગલે ડોશી પાસે પહોંચ્યો. ‘દાદીમા, આ તમારી મણી છે કાં?’

‘હા માડી! બિચારી મા વિનાની થઈ ગઈ.’

‘કેમ! રતનબાઈ?’

દાદીમા જવાબ આપે તે પહેલાં મણીનું આશાભર્યું મુખ એક વાર ફરીને ઝબક્યું.

‘બાપુ! તમે રંજુને લાવશો તો તો મા આવ્યા વિના નહિ રહે હો, એને રંજુ બહુ ગમે છે હો! હું યે ગમું છું!’

જેનો કાંઈ જ જવાબ ન આપી શકાય એવો આ સંવાદ હતો. શેઠ રઘુનાથ આંસુ છલકાતું મોં છુપાવી ગયા. ડોશીમા સાથે મણી ધીમે ધીમે ઘર ભણી ચાલી.

ડોશી મણીને લઈને ચાલી તે તરફ શેઠ, જોઈ રહ્યા. એમના જ્ઞાનમાં સ્પષ્ટ નિરાશા હતી. જ્યારે મણીના અજ્ઞાનમાં સુખમય આશા હતી.

મણી તો એમને જતાં જતાં પણ કહેતી ગઈ: ‘શેઠ દાદા! બા આવે તો મોકલજો હો! નદીમાંથી આવશે.’

રઘુનાથ શેઠ ત્યાં જ બેસી ગયા. સૂર્યનાં કિરણો છેક પશ્ચિમમાં નમતાં હતાં, અને મણીનો–આશાથી પાછી ફરી ફરીને જોતી, તૃષાતુર આંખ ઝાડ પછવાડે ધીમે ધીમે અદૃશ્ય થતી જતી હતી.

૨૬ : ૮ : ૨૧

# દક્ષયજ્ઞ–ભંગ

સ્થલ : મહાલયનો સુંદર શુભ્ર નૈસર્ગિક
રમ્ય પ્રદેશ, મનહર ઝરણાંઓ,
મનોરમ શિલાઓ; ને એક ઉચ્ચ
પ્રદેશ પર શંકરનું સુંદર સ્થાન.
સમય : સૂર્યોદય

**શંકર** : સતી ! સૂર્યોદયની આછી ગુલાબી પીછી હિમાલયના શુભ્ર પ્રદેશ પર ફરે છે; નિર્મલ હૃદયમાં સ્નેહનું અંકૂર ફૂટતું હોય તેમ. સમય બહુ આનંદનો છે. સૃષ્ટિ ભવ્ય નહિ, પણ સુંદર બની છે; અને તેથી એના ઠંડા પવનમાં પક્ષીઓ કલરવ કરે છે.

**સતી** : અને આ બાજુ માનસ સરોવરનું સુંદર જળ સૂર્યનાં કિરણોથી શોભી રહ્યું છે. ભગવન્ દીવાકર ! નમસ્તે !

**શંકર** : નંદી કાલે શા સમાચાર લાવ્યો ?

**સતી** : મારી બધી બ્હેનો ચંદ્રભવનમાંથી પિતાજીને ત્યાં યજ્ઞમાં જવા રવાના થઈ છે. ઋષિ કશ્યપ પણ

જવાના હશે. હવે હું એક રહી. તમે હા કહો કે તરત નંદી સાથે રવાના થવું છે.

**શંકર** : તમને ખબર છે નાં ? આવકાર વિનાના પિતૃગૃહ કરતાં બંદીગૃહ વધારે સારું છે. સ્વમાન જાળવો; અને યોગ્ય સત્કારમાં-તમારા પોતાના અનેક જન્મસિદ્ધ હક્કમાં જે આડે આવે તેના પર ભયંકર સ્વરૂપથી ધસો ! હું રુદ્ર છું : બીજાને રુદન કરાવું છું ને મારું પોતાનું કરુણામય શાંત રુદન એ મારે પોતાને સ્વાધીન છે. મારી એક માન્યતા છે કે દરેક મનુષ્યને એનું રુદન સ્વાધીન હોવું જોઈએ.

**સતી** : તમારા શૌર્યના દૃષ્ટિબિન્દુથી, સ્વમાનની લાગણી હું ન સમજી શકું એવું નથી, પરંતુ પિતાના ગૃહનાં તે વળી આમંત્રણ શાં ? માતા પીરસે ત્યારે આગ્રહ શો ? પરમ પ્રિય ! ગૃહના કેટલાક પ્રશ્નના સંબંધમાં મનુષ્ય સ્વમાનનો ત્યાગ કરે એમાં જ એનું શૌર્ય છે !

**શંકર** : સતી ! એક વાત સમજવા જેવી છે. પિતાનું આમંત્રણ એટલા માટે જ આવે છે કે એ આમંત્રણથી શ્વસૂરગૃહમાંના બધા, સ્વમાન જાળવી આવવું હોય તો આવી શકે. તમારે જવું જ હોય તો હું આડે નહિ આવું. પરંતુ જે અનંત સમયના ગુપ્ત સાંકેતિક હેતુથી આપણું જીવન અખંડ બન્યું છે, તેના વિકાસક્રમમાં તમે પણ અર્ધ ભાગીદાર હોવાથી કહું છું કે સ્વમાન અને શૌર્ય વિના જીવન નથી. તમારું સ્વમાન ન જળવાવાને લીધે મારા પોતાના ભવ્ય રુદ્રપદને લાંછન ન લાગે તેટલા માટે, અને કૈલાસાધિપતિની સ્ત્રી સામાન્ય સ્ત્રીસ્વરૂપે આવી અને કાંઈ પણ

અસામાન્ય શૌર્ય દર્શાવ્યા વિના સ્વમાન ખંડિત કરાવી ચાલી ગઈ, એમ દેવસભામાં કોઈ પણ વખત કોઈ ન કહી શકે તેટલા માટે, રે સતી! તમારા સ્રીત્વને યોગ્ય સ્વરૂપે રહેજો! યાદ રાખજો કે કૈલાસના ભવ્ય નૈસર્ગિક સ્વરૂપને દક્ષની કોઈ ભેટથી શણગારવાનું બાકી રહેતું નથી! રત્ન અને જવાહિર, હીરા અને માણેક, ઇન્દ્રમણિ અને પન્ના જેને કિંમતી હોય તેની પાસે જ રહેવા દેજો! લક્ષમાં રાખજો કે માનસ સરોવરનો અધિપતિ ચારિત્ર્યનું લાંછન એક ઘડી પણ સહન કરવા જન્મ્યો નથી.

**સતી** : આપના ભવ્ય રુદ્રરૂપને, મારા સ્રીત્વને અને કૈલાસની પવિત્રતાને અખંડ એ જ સ્વરૂપે પુનઃ પિતાના ગૃહમાં સ્થાપવા હું જાઉં છું. હું સમજું છું કે કૈલાસનો નરેશ, આજે દક્ષના યજ્ઞમાં પોતાના પ્રતિનિધિ તરીકે પોતાની સ્રીને મોકલે છે. પિતાના યજ્ઞમાં જતાં આનંદ થાય છે, પરંતુ સાથે જ તમારી દીધેલી આટલી જવાબદારી અને જોખમદારી હૃદયને સાવચેત અને સજ્જ બનાવે છે.

**શંકર** : હવે નંદીને લઈ ખુશીથી પ્રયાણ કરો.

[ સતી જાય છે ]

**શંકર** : [ સ્વત : ] જ્યારે જ્યારે દેવોએ ભસ્મ પર તિરસ્કારની દૃષ્ટિ કરી છે અને સર્પના ભયાનક સ્વરૂપથી ગ્લાનિ પામી તેઓ દૂર ખસ્યા છે, ત્યારે ત્યારે કૈલાસના અધિપતિને યોગ્ય સ્વમાન સાચવી રુદ્રપદમાંથી હમેશાં આ શબ્દો નીકળ્યા છે: "તમારા શિક્ષિત દંભ કરતાં શંકરનું આ ભીષણ રુદ્રપદ વધારે ભયંકર નથી. એ ભીષણ સ્વરૂપમાં ચન્દ્રની આછી જ્યોત્સ્ના છે; ગંગાનો નિર્મલ પ્રવાહ

છે." ઓ! જગત સમસ્તમાં મને માત્ર અવધૂત સ્વરૂપ પ્રિય છે! સારું જગત વસ્ત્રાલંકારથી શયતાન જેવા સ્વરૂપને ઢાંકવા કરતાં નગ્ન રહ્યું હત! ઓ પ્રિય નગ્નાવસ્થા!

[ આમતેમ ફરે છે ]

નયન ડાબું ફરે છે; સતી જાય છે, પણ રુદ્રપદને લાંછન લગાડવા! મને રત્નનો મોહ નથી. કુબેરના સુવર્ણના ઢગલા આબાદ રહો! પરંતુ નગ્ન રુદ્રપદ પર તિરસ્કારની એક પણ દ્રષ્ટિ — અને પછી, — રે! તે ભલે વરુણ હોય કે અગ્નિ, યમ હોય કે ઇંદ્ર, સાક્ષાત્ બ્રહ્મા હોય કે વિષ્ણુ, — અને એની સારી સમૃદ્ધિમય સૃષ્ટિ માત્ર ભસ્મના રૂપમાં મારા શરીર પર શોભી રહેશે! સ્વમાન! સ્વધર્મ! રુદ્રપદનો પરમ વૈભવ!

ઇંદ્રનો ઐરાવતનો વિલાસ! અમરાવતીનું ઐશ્વર્ય? દેવરાષ્ટ્રનું પદ? અગ્નિનું ઉગ્ર પરાક્રમ? યમનું ભયંકર સ્વરૂપ? ઓ! કૈલાસ મૂળમાંથી ઉખેડી નાખવાના મારા સત્ય સામર્થ્યના શપથથી કહું છું કે, મારા રુદ્રપદને લાંછન લાગે, સ્વમાન ખંડિત થાય, મારો સહજ સ્વતંત્રતા જાય, ત્યારે સારા વિશ્વના દેવો ભલે કંકણ પહેરી મારી સામે ઝઝૂમ્યા કરે! સમસ્ત દેવસભામાં રુદ્રપદનું સત્ય સામર્થ્ય જગાવવું જ જોઇએ. ઇંદ્રનો ઐશ્વર્યપૂર્ણ મુકુટ આબાદ રહો, પરંતુ એ રૂડેલ રુદ્રપદમાં નમન કરે. મારો પ્રિય કૈલાસ! એમાં એથીયે વધારે પ્રિય મારી સ્વતંત્રતા! સર્વથી વધારે પ્રિય મારું સ્વમાન!

મારા પર વસ્ત્ર નથી. હું નગ્ન છું, પરંતુ એ નગ્નત્વ સામર્થ્યનું આભૂષણ છે; નહિ કે દૂષણ. જે મારો જન્મ-

સિદ્ધ હક્ક છે, જ્યાં રહેવાનો ઈશ્વરનિર્ણિત આદેશ છે, ત્યાં — તે પ્રિય કૈલાસભૂમિમાં — સમ્રાટ્થી કે વિષ્ણુથી પણ પગ ન મુકાય. એ મુકાય ત્યારે સમસ્ત રુદ્રપદનું સામર્થ્ય પછડાય, નાશ પામે; ન રહે. અસ્તિત્વથી જાય, પરંતુ બીજા કોઈ સ્વરૂપે તો એનાથી ન જ રહેવાય. રુદ્રપદ રુદ્ર માટે અથવા ન રહેવા માટે. મારો સ્વમાનનો હક એ જ મારો પરમ વૈભવ! સ્વમાન રહે અથવા જીવનસવસ્વ જાય. પ્રિય સ્વમાન! રુદ્રપદનો પરમ ધર્મ!

[ ધીમે પગલે જાય છે. નંદી પ્રવેશ કરે છે ]

**નંદી :** કહેવું શી રીતે? એનામાં તત્ત્વજ્ઞાન છે, પણ તે, રુદ્રપદ સાચવતાં મૃત્યુ આવે તો જીવનનો વિકાસક્રમ છે એટલું જાણવા પૂરતું! એ જ એનો મુખ્ય આદર્શ, પછી બીજું બધું. કૈલાસની સીમાનું ઉલ્લંઘન ન સહી શકે એ શું પ્રિય જીવનસખીનું અપમાન સહેશે? — મૃત્યુ સહેશે? પરંતુ કહેવું શી રીતે? હું શી રીતે કહું કે સતી ભસ્મ થયાં! [ વિચાર કરે છે ]

અરે! કૈલાસના અધીશ્વરનું નગ્ન સ્વરૂપ ઇંદ્રના ઐશ્વર્યથી વધારે પ્રકાશે છે. એનામાં ગરીબી છે, પરંતુ સ્વેચ્છાથી સ્વીકારેલી; હરીફાઈમાં ન પહોંચી શકતાં બીજાએ આપેલી નહિ. એને સ્વતંત્રતા પ્રિય છે, પરંતુ સ્વપ્રભાથી મેળવેલી; બીજાની નબળાઈથી જન્મેલી નહિ. એનામાં ક્રોધ છે, પરંતુ સામર્થ્યના આવિર્ભાવનો. એનામાં સ્વમાન છે, પરંતુ નમ્રતાભરી ઉદારતા સાથે. અરે! એનામાં શું નથી? આ સતીનો વિરહ એક ન હોય તો પછી શું નથી? પરંતુ કહું શી રીતે? કહ્યા પછી ભીખું રહેવાશે? એને

સ્નેહની મૂર્ચ્છા આવશે કે રુદ્રપદનું સ્વાભિમાન ?

[ શંકર પ્રવેશ કરે છે ]

**શંકર** : [ નંદીને જોતાં ] ઓહો ! તરત જ ? કૈલાસના રમ્ય સ્થળ કરતાં હિમાલયનો કોઈ પ્રદેશ વધારે રમ્ય નથી જ. રુદ્ર કૈલાસનું સ્વરાજ સાચવે અથવા અસ્તિત્વમાં જ ન રહે; વચલો માર્ગ આ પદ માટે નથી. નંદી ! દક્ષનો યજ્ઞપ્રદેશ કેવો ? કોણ કોણ આવ્યા હતા ?

**નંદી** : યજ્ઞપ્રદેશ બહુ રમ્ય. [મનમાં વિચારે છેઃ સ્નેહસૃષ્ટિ ઉત્પન્ન નહિ કરું તો એનું સ્વરાજ ને સ્વમાનની સૃષ્ટિમાં રમતું મન કહેવાતી દેવભૂમિ સર્વસ્વનો નાશ કરશે. અપરાધીને શિક્ષા હોવી જોઈએ, પણ યોગ્ય. પ્રકાશમાં ] કાશ્યપનંદિની સર્વ હાજર હતી. પારિજાતની પુષ્પ માલા ધારણ કરેલ, ઐશ્વર્યની અધિષ્ટાત્રી સમી ઇંદ્રપત્ની; નીલમ—માણેક—મૌક્તિક મુકુટ ધારણ કરેલ, સમૃદ્ધિની પ્રતિમા શી કુબેરપત્ની; તેજસ્વી રથમાં સૂર્યપત્ની; સરસ્વતી, સાવિત્રી અને અન્ય મધુર દેવાંગનાઓ.

**શંકર** : અને તું કહે છે તેમ તે સર્વ યોગ્ય વૈભવમાં ?

**નંદી** : હા દેવ !

**શંકર** : અને એક રુદ્રપદની સામ્રાજ્ઞી વૈભવ વિના ?

**નંદી** : દેવ ! એમ નહિ. એ પણ પોતાના યોગ્ય સ્વરૂપમાં.

**શંકર** : ભિખારીના ? નંદી ! તારે એ કહેવું હતું ? ઓ ! ઇંદ્રપદથી મોંઘું ભિખારીપદ ! તને ખબર છે નાં, ઇંદ્ર દેવરાટ્ ખરો, પરંતુ એનો સ્વતંત્ર અધિકાર, એની સ્વરાજમર્યાદા, એ કંઈ નહિ. હું જગતની લય સ્થિતિનો

સ્વામી ! કૈલાસની ટૂંકી મર્યાદાનો પણ સ્વતંત્ર અધિપતિ ! નંદી, દેવી ક્યાં છે ?

**નંદી :** [ મનમાં ] હવે ? ઓ પરમ બ્રહ્મ ! [મોટેથી] બીજે ક્યાં ? સ્વર્ગમાં રુદ્રપદનું સામર્થ્ય સ્થાપન કરવા.

**શંકર :** તું રુદ્રપદ પાસે ઊભો છે એમ ધારી જવાબ દે !

**નંદી :** રુદ્રના પરમ કલ્યાણમય સ્વરૂપની સમક્ષ કહું છું કે દેવી હવે નથી !

**શંકર :** હેં ? દેવી નથી ? નથી ? બોલ બોલ, તું શું કહે છે ? દેવી નથી ?

**નંદી :** પ્રિય દેવ ! રુદ્રપદનો ત્યાગ યજ્ઞમંડપમાં જોઈ દેવીએ દેહત્યાગ કર્યો.

**શંકર :** ઓ ! રુદ્રપદને યોગ્ય સામ્રાજ્ઞી !

**નંદી :** [ મનમાં ] ઓ પરમાત્મન્ ! આને સ્નેહની મૂર્ચ્છા ન આવી. સ્વમાનનો—ભયંકર રુદ્રપદનો—અભિલાષ જન્મ્યો.

**શંકર :** નંદી ! કૈલાસની સર્વ સેના તૈયાર થાય ! રુદ્રપદને યશતિલક કરનાર દક્ષપુત્રીનું સ્મરણ એવા જ બીજા યજ્ઞકર્મથી ચિરંજીવ થશે ! નંદી ! રુદ્રનો શબ્દ એ જ આજ્ઞા.

**નંદી:** દેવ, ક્ષમા ! દક્ષ પ્રજાપતિએ—

**શંકર :** મારા સામર્થ્યથી પ્રાપ્ત કરેલું મારું પદ ધિક્કાર્યું ?

**નંદી:** હા દેવ. અને એ સહન ન થવાથી દેવી ભસ્મ થયાં.

**શંકર:** ઓ ! સારા જગતના સમ્રાટ્ અને સ્વર્ગનો દેવરાટ્ ભયથી ધ્રુજી સૈન્ય તૈયાર કરે, દેશ માટે લડે; સમૃદ્ધિ માટે લડે. માત્ર શંકરપદ માટે લડનાર એક હું !

[ જાય છે ]

[ ૨ ]

[ શંકર યજ્ઞ સમીપ આવે છે,
કોલાહલથી દેવો ઊભા થાય છે.
અગ્નિ ધ્રૂજે છે; વાયુ વામે છે. ]

**શંકર:** નંદી ? કોણ છે એ રુદ્રપદનો તિરસ્કાર કરનાર ? કોણ ?

**અગ્નિ:** [ધીમેથી] વાયુદેવ ! યજ્ઞમાં આવતાં અવાયું !

**વાયુ:** [ધીમેથી] ચૂપ !

**શંકર:** દેવરાટ્ ક્યાં છે ? ક્યાં છે વૃદ્ધ બ્રહ્મા ? રુદ્રપદના સામર્થ્યની એ સનાતન ઈતિહાસકારને ખબર નથી ? ક્યાં છે દેવરાટ્ ? એને ખબર નથી કે શંકર રાજા નથી, કારણ કે એને રાજાનું સામર્થ્ય જોઈએ છીએ; નામ નહિ ? કેમ, ઓ રુદ્રપદને ધિક્કારનાર વીરપુરુષો ! તમારા ચહેરા પર અકાળે, અયોગ્ય ગભરાટ કેમ છૂટે છે ?

[ બધા ચૂપ રહે છે ]

**દક્ષ:** મિથ્યાભિમાનનો પ્રતિશબ્દ પર્વતમાંથી જ આવે, દેવસભામાંથી નહિ.

**શંકર:** રુદ્ર અને મિથ્યાભિમાન ?

**દક્ષ:** શબ્દમાં જ સામર્થ્ય રાખવું છે ? કૈલાસ પર વાસ, નગ્ન વેષ, વાહન બેવકૂફ બળદ, વૈભવ સ્મશાનભૂમિ અને છેવટ, ભયંકર સર્પનો અલંકાર ! રુદ્રપદનો આવી

રીતે યજ્ઞમાં અધિકાર ? પરાક્રમ, મનુષ્યોને સંહારવાનું; ડહાપણ, દાનવને વરદાન દેવાનું; અભિમાન, માત્ર લંગોટીનું; રાજ્ય, માત્ર ડુંગરનું; અને છતાં દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં મિથ્યા ભાગ ? શંકર દક્ષનો જામાતા એટલી જ એની પ્રસિદ્ધિ–એના સમસ્ત જીવનનો એટલો જ જ્વલંત ઈતિહાસ ! એની પ્રજા સમક્ષ શૌર્ય દર્શાવવાનું આટલું જ નિર્માલ્ય સાધન, છતાં એનું રુદ્રપદ અને એ પદને દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં સ્થાન ? ઓ ! મિથ્યાભિમાન ને મૂર્ખતાનો કેવો ભયંકર અને વિચિત્ર યોગ !

**શંકર** : સાંભળી લે : પહેલું અને છેલ્લું. શબ્દમાં સામર્થ્ય છે કે અંગેઅંગમાં, એ ખુદ બ્રહ્માને પૂછી જો ! કૈલાસ પર વાસ એટલા માટે કે, ઊંચી ભૂમિ પરથી, કોણ કૈલાસ પર નજર ફેરવે છે એ ખબર પડે ! નગ્ન વેષ; કારણ કે પ્રજાને ઢાંકયા પછી જ શરીર ઢાંકવું છે ! તમારા વસ્ત્રાલંકારથી સજ્જ બનેલા દાનવ શરીરની પેઠે પ્રજાને લૂંટી હમેશના હમેશ વેશ બદલવા નથી. અને રાજાની વૈભવભૂમિ તો સ્મશાન જ હોય. ત્યાં જ ખબર પડે કે કોના ગૃહનો આધાર ગયો છે; કોના ગૃહનો સ્તંભ પડયો છે; કોણ ગ્લાનિભર્યા જીવનથી ખરી જરૂરીઆતમાં છે ! સમ્રાટ્પદ, સિંહાસન પર, તમને મુબારક હો ! અમારું સમ્રાટ્પદ સિંહાસનમાં નથી, ગરીબના આશાભર્યા દિલમાં છે ! અને હવે,—ઓ હાજર રહેલા દેવો ! રુદ્રપદનો આ ભયંકર સંકલ્પ સાંભળો. [દેવો કંપે છે]

હું સ્મશાનનો રહેનાર, ભસ્મ ધારણ કરનાર, નગ્ન અને ભંયકર રુદ્ર ! દુષ્ટો ! તમારા સુંદર સ્મિતની પાછળ

કેટલી ખૂની આંખો ધુરકે છે! તમારા કલ્યાણવેશમાં દાનવનો કેવો ભયંકર સ્પર્શ છે? ઓ! નક્ષત્ર સમસ્ત પાસે આ ભયંકર રુદ્રપદના શપથ લઈને કહું છું કે તમારા શિક્ષિત દંભ કરતાં મારું આ નગ્નપદ મને વધારે વહાલું છે! ઓ! આખું જગત એક વખત નગ્ન બને; પછી કાંઈ કરવાપણું રહેતું નથી! નગ્ન છું, પણ પ્રજામાં કોઈને નગ્ન જોયો? નગ્ન છું, પણ સ્ત્રીઓમાં શંકરની પ્રતિષ્ઠા જોઈ? ઓ! મારા નગ્ન સ્વરૂપમાં સ્ત્રીઓને જેટલી શ્રદ્ધા છે તેટલી તમારા દંભથી ઢાંકેલા સ્વરૂપમાં નથી! તમારામાં વરદાન દેવાની ઉદારતા નથી; તે આપ્યા પછી પાળવાની સત્યતા નથી; તેની પાછળ યુદ્ધ કરવાનું સાહસ અને શક્તિ નથી. તમારો ચંદ્ર જેવો ઉજળો વેશ અને મન્મથ જેવી સુંદરતા! ઓ! અલ્લાએ સૌન્દર્ય શયતાનને જ આપ્યું છે!

**દક્ષ** : હવે. તારું મિથ્યા સામર્થ્ય જવા દે.

**શંકર** : રુદ્રપદને તું શું લાંછન લગાડી શકશે? સમજ, કે તારા જેવા અસંખ્ય હોય, તો પણ કૈલાસની નિર્મળ મર્યાદા સાચવવા, સ્વમાનને જાળવી રાખવા,—અરે! તમારી ભસ્મથી આ શરીરને શૃંગારવા શંકર સર્વદા તૈયાર છે! એમૂલ જવાહિર તમારા મુકુટ પર ભલે રહે; મને એની ભસ્મ જ પ્રિય છે! તમારો યજ્ઞ ભલે થાય; એમાં આહુતિ મારે તમારી જ દેવી છે! શંકરના પદ પર લાંછન? ઓ! જીવનસર્વસ્વ!

**દક્ષ** : શંકર! હજી પણ સમજ. તારું રુદ્રપદનું મિથ્યાભિમાન મૂકી રુદ્રપદ સાચવવા યોગ્ય વિવેક રાખતાં શીખી લે.

**શંકર** : મારા સર્વ સામર્થ્યના શપથ લઈને કહું છું કે તારા મિથ્યાભિમાનમાં જ તારું મૃત્યુ છે. અરે! હું શંકર તને અજ્ઞાનમય અવસ્થામાં મૃત્યુ પામતા દઉં એનાં કરતાં વિશેષ લાંછન મને કયું?

**દક્ષ** : વીર્યવાન શબ્દોમાં નિર્બળતા છુપાવી દેવાનું તો, ઓ શંકર, તારામાં જ બલ છે!

**શંકર** : દંભ અને તે પાછળ મૃત્યુ પામવા જેટલો અંધકાર! તારા સજ્જન જેવા વેશમાં અને મિથ્યા વિવેકમાં, સ્વતંત્રતા અને મનુષ્યનો જન્મસિદ્ધ હક કળથી લઈ લેવાની ભયંકર યુક્તિ છે. દરેક દેવ જાણે છે કે રુદ્રપદનો યોગ્ય અધિકાર લોપ થાય છે. એને શબ્દમાં વ્યક્ત કરવાનું અસાધારણ બલ માત્ર કોઈનામાં નથી. રુદ્રમાં કુદરતના અનેક નિયમોનો ભંગ થાય છે, એ કહેવાની કોઈનામાં તાકાત નથી. દેવોનું શબ્દમય-જીવન એમના ગુપ્ત જીવનથી વિરુદ્ધ છે. અધિકાર ન જાય એટલા માટે બધા ભીરુ બન્યા છે!

પરંતુ આ ભયંકર જીવનવ્યવહાર હવે વધારે વખત ચાલે એ યોગ્ય નથી. અગ્નિ અને યમ, સૂર્ય અને ચંદ્ર, ઇંદ્ર અને વરુણ, બ્રાહ્મણો અને ઋષિઓ! તમારા વસ્ત્રાલંકાર સહિત કે વસ્ત્ર વિના, તમારા અભિમાનમાં કે જીવનરક્ષણાર્થે જેમ નસાય તેમ નાસો! આજે આખું જગત રુદ્રપદનું અતિ ભયંકર સ્વરૂપ જોવા તૈયાર બને! દંભી જીવનનો અને સુશિક્ષિત દંભનો, ઓ પરિમપ્રિય વીરભદ્ર, સંહાર કર! કોઈ બચે નહિ; દંભ ક્યાંય રહે નહિ; સજ્જન કોઈ દુભાય નહિ! દક્ષ અને એનો આ યજ્ઞ!

વીરભદ્ર ! સર્વત્ર ભયંકર સંહાર એ જ રુદ્રપદની છેલ્લી આજ્ઞા !

**અગ્નિ** : વરુણ ! યમ ! ચંદ્ર ! નાસો નાસો.

**સૂર્ય** : શા માટે ? ઊભા રહો. વીરભદ્રમાં તાકાત નથી કે સૂર્યની ઉષ્મા સહન કરે.

**ઇંદ્ર** : સૂર્યદેવ ! એ મિથ્યાભિમાન જવા દો ! દક્ષની ખોટી શેહમાં તણાવાનું તમારું સામર્થ્ય રુદ્રના આ ભયંકર સ્વરૂપ સામે ઘડી નહિ ટકે ! દોડો—નાસો !

**સૂર્ય** : અને શું એ ઋષિઓ અને બ્રાહ્મણો સામે થશે ?

**ઇંદ્ર** : ઓ સૂર્ય ! સાક્ષાત્ યમને એ પરાક્રમ પૂછી જો. ઋષિઓ ને બ્રાહ્મણો એના તદ્દન નિર્દોષ જીવન પર દક્ષે મૂકેલું કલંક સહન કરે ત્યારે શું રુદ્રનું સામર્થ્ય તેમાંના કોઈને પણ ક્ષમા કરશે ? તમે તમારા બધા પ્રકાશ સહિત દક્ષના અંધકારમાં આવ્યા માટે નાસો ! અથવા આ વીરભદ્રનું ઉગ્ર ભયંકર સ્વરૂપ જુઓ !

[ સર્વે નાસે છે : બ્રહ્મા પ્રવેશ કરે છે ]

**બ્રહ્મા** : [ સ્વતઃ ] સમય એવો આવ્યો કે નીતિ અને ન્યાય કરતાં મનુષ્યને અને દેવને અધિકાર વધારે પ્રિય લાગ્યો. વૈભવ અને વિલાસ, અધિકાર અને ઉચ્છૃંખલતા, લક્ષ્મી અને યૌવન,—દેવગણ અને ઋષિજન સર્વને આ સ્થિતિ પ્રિય બની. દક્ષનો અધિકાર, એનો દાનવ જેવો વિલાસ, વિવેકહીન યૌવન; અને તદ્દન નિઃસ્વાર્થ, નિર્દોષ શંકર સ્વરૂપ રુદ્રના નગ્ન પણ અતિ ભવ્ય અને પૂજનીય સ્વરૂપનો તિરસ્કાર ! એ ઉછૃંખલતા સામે કૂદતા વીરભદ્રને રુદ્ર વિના કોણ આજ્ઞા કરે ? દેવોની સભામાં અપ્સરા નાચે છે ત્યારે નિર્મળ સંગીતનો અનુભવ કરતા હોય તેમ

પોતાની મહત્તામાં સર્વે રહે છે; પણ પાછળથી એવકુફની જેમ, મૂર્ખની પેઠે,—અરે, અતિ દુષ્ટ માનવની પેઠે,—એના સ્વરૂપને વેચાતું લેવા સર્વ વૈભવ આપવા તૈયાર થાય છે ! જેના નગ્ન સ્વરૂપમાં વિકારની છાયા માત્ર નથી એ રુદ્ર શું આ સહન કરે ? આવા દેવ સર્વ, દક્ષ—યજ્ઞમાં અધિકારી અને રુદ્ર નહિ ? ઓ ! દક્ષની ભયંકર ભૂલ, અને એનું આ ભયંકર પરિણામ !

[ રુદ્રની સમીપ જાય છે :
રુદ્રનો સ્વર સંભળાય છે ]

**શંકર** : વીરભદ્ર ! દક્ષનું માથું ઉડાવી દે ! આજે ભલે જગત પરથી શયતાનિયતનું સ્વરૂપ ઓછું થાય ! [ અટ્ટહાસ્ય કરીને ] આ હા હા હા ! શૂરવીર દેવો દોડયા જાય છે ! અને આ ઋષિમુનિનાં સંતાનો ? એક આંગળી માત્રથી યમને અટકાવી દેનાર રુદ્રના સામર્થ્યની આજે સંપૂર્ણ ખાત્રી થશે ! સમય કેટલો વિચિત્ર ! વેશ્યા જેવી સ્ત્રીઓ પાસે ગધેડાની પેઠે ભૂંકે એ બધા રાજાઓ, અને હું મારા નગ્ન સ્વરૂપમાં પણ સ્થિતપ્રજ્ઞ, એ માત્ર શંકર ! સ્ત્રીઓની પેઠે વસ્ત્રાલંકાર ધારણ કરે એ અધિકારી, અને મારું ભવ્ય સામર્થ્ય છતાં હું અનધિકારી ! ધિક્કાર છે, હિમાલયના પ્રદેશને લાંછન લગાડનાર આ સભાને, એમાં ભાગ લેનાર શબ્દ અને સામર્થ્ય વિનાના નપુંસક દેવરાજાઓને, એ સર્વ મંડળને યજ્ઞસભા કહેનાર વિદ્વાન કહેવડાવતા ઋષિ--મુનિઓને ! ધિકકાર છે આ સર્વ વ્યવસ્થાને ! અને આ સર્વનું પરિણામ શું છે ? જનમંડળમાં અને પૃથ્વીના નૃપમંડળમાં અત્યાચાર કેટલો છે ? મનુષ્યનું ગુપ્ત જીવન ક્યાં ? એનું શબ્દજીવન

સુંદર અને એનું વ્યાવહારિક જીવન અધમ ! વેશ્યાવિહાર એ સાધારણ ચાલ; શિક્ષિત દંભ એ વિવેક: નપુંસકતા એ મનુષ્યને સ્ત્રીથી જુદો પાડનારો ધર્મ; વિષયલોલુપતા એ નૃપતિનું લક્ષણ ! ઓ ! આ સર્વ ભયંકર દાનવના રાજ્ય સામે મારો એક જ વીરભદ્ર બસ છે ! દેવોની આવી ગેરવ્યવસ્થાનો પ્રતિધ્વનિ માનવકુલમાં સંભળાય છે. નૃપતિ-મંડળમાં, વ્યંઢળને ઘડીભર બહાદુર કહેવાનું મન થાય એવા શૂરવીરો છે ! ઓ ! ઘેટાંનું સૈન્ય વરૂનો શિકાર કરવા જાય એવી જગતની વ્યવસ્થા છે !

[ બીજી તરફથી બ્રહ્મા પ્રવેશ કરે છે ]

**બ્રહ્મા** : પરમ પ્રિય કલ્યાણસ્વરૂપ ! નીતિનો માર્ગ આજે રુદ્રથી ભૂલી જવાય છે ! ઉચ્છૃંખલતાનો દોષ શંકરના અદ્ભુત સામર્થ્યમાં ? યૌવનનો વેગ સમર્થ યોગીમાં ? અદ્ભુત સામર્થ્યની સાથે સુંદર ઉદારતાની એક આદર્શ મૂર્તિ એ જ શંકર ! જગતની આ માન્યતા પર રુદ્રપદનું મહાન ચૈતન્ય છે. પ્રિય ! કલ્યાણસ્વરૂપ ! કામને વશ કરનાર આજે ક્રોધને વશ થાય છે.

**શંકર** : બ્રહ્મદેવ ! ગુરુ ! પિતા ! આ અન્યાય સહન થતો નથી; એ સહન કરવો એના જેવું બીજું કોઈ કલંક નથી. મારા જ સ્વરાજમાં, ઓ બ્રહ્મદેવ, હું ભિખારી ? અનધિકારી ? સારા ત્રિલોકના સમર્થ પુરુષો રણાંગણમાં આવે, પરંતુ ન્યાયની ખાતર આ શિર કોઈ દિવસ ઝૂક્યું નથી અને ઝૂકવાનું નથી. અન્યાય સહન કરવા રુદ્રનો જન્મ જ નથી. મારું સામર્થ્ય આ ત્રિલોકની સભામાં કબૂલ થવું જ જોઈએ. ન્યાયની ખાતર મરવું એ જ મારો

પરમ આદર્શ છે !

**બ્રહ્મા** : શંકર ! પ્રિય ! તારું સામર્થ્ય ક્ષમામાં છે, ક્રોધમાં નહિ. તારું ચંદ્રની શીત જ્યોત્સ્ના જેવું નિર્મળ કલ્યાણસ્વરૂપ જો દેવસમૂહમાં અભય વચન, આશા અને આનંદ નહિ પ્રેરે તો પછી વિશ્વમાં કલ્યાણનો નિયમ ક્યાં રહેશે ? અજ્ઞાનાવસ્થામાં મૃત્યુ—અરે, પોતાના અંધકારની પાછળ રણમાં પડવાની અજ્ઞાનતા;—ઓ પ્રિય કલ્યાણ-સ્વરૂપ ! દક્ષના જીવનમાં આ ચિરસ્થાયી સંસ્કારો રહી જાય છે. ક્ષમાઃ દયાઃ જ્ઞાન.

**શંકરઃ** ક્ષમા કરવી છે, પણ દક્ષ જાણે કે શંકરમાં સામર્થ્ય છે ત્યાર પછી. દયા રાખવી છે, પણ ક્રૂરતા કેવી હોય એનું દક્ષને જ્ઞાન કરાવ્યા પછી. દેવો જે કરે છે તેનું માનવકુલમાં અનુકરણ થાય છે. પૃથ્વી પર અત્યારે દાનવની સત્તા જામી છે. અન્યાય પર—અધમ સૂત્રો પર—અરે ! માત્ર શબ્દની માયા પર—અત્યારે પૃથ્વીના સર્વ રાજા-મહારાજા, બેવકૂફમાં બેવકૂફ પુરુષ પણ કરતાં ધ્રૂજે, એવાં સ્વચ્છંદી પાશવ કૃત્યો કરે છે. અમુક ઢબથી રહી શકે તે માટે મહેલમાં રહી હજારો ઝૂંપડીઓ નભી શકે તેટલું ખર્ચ રાખે છે. એને જગતનાં ઘેટાંઓ અત્યારે વરૂ કહે છે ! ઓ બ્રહ્મદેવ ! ચોખ્ખું કહું છું કે સારા વિશ્વના વ્યવહારમાં અત્યારે એક ધૂર્ત યુક્તિ પ્રવેશ કરી રહી છે ! વિશ્વ એ પોલો, ખોટો ને બોદો ગોળો બની રહ્યું છે ! કાં વિશ્વ નહિ અને કાં શંકર નહિ ! ત્રીજો માર્ગ તમારા જેવા શબ્દનિપુણ પંડિતોને મુબારક હો ! વીરભદ્ર ! નરસિંહ ! ઉડાવી દે વિશ્વસમસ્તના —

**બ્રહ્મા** : શંકર ! ઓ શંકર ! ક્ષમા ! દયા ! જ્ઞાન !

**શંકર** : ક્ષમા? કોના પર? જ્યારે હજારો ગરીબો ભૂખથી મરી રહ્યા છે ત્યારે દુષ્ટની પેઠે પોતાના વિલાસમાં મગ્ન રહેનાર આ રાજાઓ પર? તમને એમના ચહેરાપર મોહ હોય તો ભલે! દયા? અને તે ઘેટાંની પેઠે આ ગરીબોને ફરી રહેંસી નંખાવવા માટે?

**બ્રહ્મા**: રુદ્રના ભયંકર સ્વરૂપને નમન કરી, એની કલ્યાણમય સંજ્ઞા પરના–અરે ! એ ઐશ્વર્યયુક્ત યોગ્ય પદ પરના—જનસમૂહના વિશ્વાસનો ઇતિહાસ સ્મૃતિમાં લાવવા કહું છું.

**શંકર**: દેવોને હું ક્ષમા કરું છું; દુનિયાની દયા ખાઉં છું: દક્ષને જ્ઞાન આપું છું. પરંતુ તે સર્વ કરતાં પહેલાં જગતની હાલની ભયંકર પરિસ્થિતિ પર વિચાર કરવા કહું છું. રુદ્રનો ક્રોધ શમે છે તે પુનઃ પ્રજ્વલિત થવા માટે. દંભી અને વિવેકી શબ્દોમાં કોઈ દક્ષ, મારું સ્વમાન જાળવે એ મારે નથી જોઈતું. હું તો મારા સામર્થ્યથી સર્વને સ્વમાન જાળવવાની ફરજ પાડી શકું; અને એ જ મારું ધ્યેય. વીરભદ્ર ! પ્રિય ! બસ. રુદ્રને એનું રુદન આધીન છે. બ્રહ્મદેવ ! મારું એ સ્વરાજ્ય–મારી સ્વમાનની એ મર્યાદા વિષ્ણુ, ઇન્દ્ર કે યમ, ત્રિલોક કે ચૌદ લોકની સહાયથી પણ ઉલ્લંઘવા યત્ન ન કરે ત્યાં સુધી હું શંકર છું ! પછી રુદ્ર ! શંકરના જીવનમાં બે જ શબ્દો છેઃ–અને ખરો ઇતિહાસ એમ જ થાયઃ–સ્વરાજ્ય–સ્વમાન–અથવા મૃત્યુ ! બ્રહ્મદેવ ! કહેજો સહુને, કે વચ્ચે કોઈ નહિ; વસ્ત્ર લંગોટી, પણ અસંખ્ય આભૂષણોના ચીરા સાંધી બનાવેલી ! રહેવાને

સ્મશાન, પરંતુ ત્યાંથી પછી બીજા સ્મશાનમાં જવાનું નહિ! આભૂષણમાં નગ્નાવસ્થા, ગૃહવૈભવમાં અસંખ્ય વિરોધી સત્ત્વો; અને કૈલાસનો નૈસર્ગિક રમ્ય પ્રદેશ. એ મારું સ્વતંત્ર આંગણું! મારી સ્થિતિ મને આબાદ રહો. એ પ્રતિદૃષ્ટિપાત કરી વ્યર્થ પરાધીન થવામાં લાભ નથી. મારો ભિખારીનો તમારા ધનાઢ્ય દેવો પ્રતિ આ સંદેશો છેઃ એ આજ્ઞા પણ છે.

# ઘેર આવતાં

**પં**ડિત સીતાનાથનો સ્વભાવ આબાદ એની પૌત્રી તારામાં ઊતર્યો હતો. પંડિતને આખું ગામ દાદા કહીને જ બોલાવતું. ગામમાં જેનું કોઈ નહિ તેનો પંડિત. પોતાનો એકનો એક પુત્ર ગુમાવ્યો એટલે આખા ગામના છોકરાને એણે પુત્રો બનાવ્યા. એના વૃદ્ધ ચહેરા પર હજી એના પુત્રના શોકની છાયા વાંચી શકાતી, અને ઘણા માણસો, હજી પણ, ગમગીન બની ચાલ્યા જતા વૃદ્ધ સીતાનાથની દયા પણ ખાતા. પણ પંડિતે લીધેલા માર્ગની મહત્તા એમાંથી બહુ થોડા જાણી શકતા. છતાં — પંડિત તરફ કોઈકને જ માન નહિ હોય.

પંડિતની આસપાસ સૌને કાંઈક ભવ્ય લાગ્યા વિના રહેતું નહિ. પંડિતનો આ કેવડા જેવો પરગંધી સ્વભાવ તેની પુત્રી 'તારા'માં આબાદ ઊતરી આવ્યો હતો. એ સ્વભાવ એટલો સ્નેહપૂર્ણ હતો કે ગામ આખું તારાને પોતાની જ માનતું. શરદ પૂનમના દિવસોમાં જુદાં જુદાં સ્ત્રીમંડળોમાં રસમય ખેંચાખેંચ થતી.

કૃષ્ણજયંતીના દિવસોમાં સૌ મંડળને તારાનો ખપ પડતો. પણ તારા તો એક જ હતી. પછી તો સૌ હસીને કહેતા: 'તારાબેન! તમારા કંઠના કટકા કરી સૌને વહેંચી દો તો સૌ સંતોષાય.' તારાનો ચંદન જેવો સ્વભાવ તો કટકા થઈને વહેંચાઈ રહ્યો હતો.

આખા ગામ ઉપર તારાની એક પ્રકારની છાપ હતી. બધાં સ્ત્રી–કાર્યમાં તારા તો પ્રથમ હોય જ! તારા સૌને કામ કરી આપતી: અને સૌ કોઈને કાંઈનું કાંઈ કામ તો તારાનું હોય જ! છોકરાની આંખ દુ:ખવા આવી હોય તો તારાબેન! પૂરણપોળી કેમ થાય છે તે પૂછવું હોય તો તારાબેન! આજે રાત્રે ક્યાં રાસ લેવા છે તેની સલાહ લેવી હોય, શિવમંદિરમાં આવેલા અપંગને જમવાનું પહોંચાડનારના નામનું 'લિસ્ટ' તૈયાર કરવાનું હોય, ગધેડાંનો પગ ભાંગ્યો માટે રસ્તો સુધરાવવો હોય તોપણ તારાબેન! ને આ તારાબેનને ભાષણ તો પાછાં આવડે નહિ! સીતાનાથનો સ્વભાવ જાણે સહસ્રધા ઊગી નીકળ્યો હોય તેમ તારા એ નાનકડા ગામની જાણે 'ભવાની' હતી. વૃદ્ધ પંડિત વારંવાર પોતાની ઝાંખી દૃષ્ટિને જરાક હાથની મદદથી વધારે ટકાવી, તારાના ચહેરામાં જળવાઈ રહેલી પોતાના પુત્ર અને પુત્રવધૂની છાયા ઊંડા સંતોષ અને શોકમિશ્રિત આનંદથી જોઈ રહેતા!

સીતાનાથને પોતાના ગામ પર એટલો સંપૂર્ણ પ્યાર હતો કે જાણે સીતાપુરનું નામ લેતાં એની રગેરગમાં લોહી ફરકતું! આ ભૂમિ ઉપર મરવા માટે તો, એ બીજે રાજા થવાનું છોડી દે! યુવાવસ્થામાં એ સ્થાનિક અમલદારોની

દષ્ટિમાં ચડચો હતો. અમલદારની દૃષ્ટિ સર્પના જેવી ખૂની હોય છે. પુત્ર અને પુત્રવધૂના મૃત્યુના વિષમ દુઃખમાં યુવાવસ્થાની બધી વાતો જો કે એ ભૂલી ગયો હશે. ને પછી તો તારાની સાથે નાની નાની વાતો કરવામાં એના દિવસો ચાલ્યા ગયા હતા. તારા સાથે મોડી રાત સુધી વાતો કરતો એ સગડી સળગાવીને બેસતોઃ ને બધું ભૂલી જવા મથતો. છતાં અમલદારો માનતા કે સીતાનાથની શાંત અવસ્થા એ જ વધારે ભયંકર બીના હતી.

અને બન્યું પણ એમ જ. એક અન્યાયી કર સામે થવાને તો સીતાનાથનું વૃદ્ધ શરીર પણ બહાર આવ્યા વિના રહ્યું નહિ! એટલે કે રહી શકયું નહિ। એના કટ્ટા દુશ્મન ચારુચંદ્રે આ સમય સાધ્યો ને સીતાનાથને કેદની સજા થઈ! સીતાનાથ જેલયાત્રાએ ચાલ્યો, ત્યારે આખું ગામ રોયું. નાનાં અને અજ્ઞાન છોકરાં 'દાદાજી! દાદાજી!' કરતાં સીતાનાથની પાછળ દોડચાં ને સીતાનાથે ભીની આંખે પાછાં જવાનું કહ્યું; ત્યારે દયામણાં બની એટલું જ બોલ્યાંઃ 'દાદાજી! હવે તમે કયારે આવશો?'

સીતાનાથ ગયા પછી તારા એકલી પડી. એની આસપાસ સગાં નહિ જેવાં હતાં. હવે તારાને દાદાની ભવ્ય છાયા નહિ હતી. ગામમાં એ એકલી જ જતી આવતી. પણ સીતાનાથ વિનાનું એકલું ઘર, વિશાળ ફળી ને તેમાં સીતાનાથ જેવડો જ ખોખડધજ પીપળો! હવે તો તારા એકલી એ પીપળા નીચેના ઓટલા ઉપર ગમગીન જેવી મનમાં રોતી ને બહારથી શાંતમૂર્તિ જેવી બેસી રહેતી.

સાદા સૌંદર્ય પાછળ હમેશાં ઉદારતા ઘસડાય છે.

શયતાનને પણ સૌંદર્ય ગમે છે, પણ એનામાં ધસડાવાની ઉદારતા નથી. એને મારવાનું પાશવી બળ છે. તારાની પાછળ એક ઉદાર પુરુષ ધસડાતો હતો. એનું નામ શરદકુમાર. ગામનો એ જુવાન તારાના નિત્યવ્યવહારનો ગુપ્ત અભ્યાસી હતો. તારા પાણી ભરવા જાય તો પાછળ થોડે દૂર પણ એ ઊભો હોય! તારા કયા મંડળમાં રાસ લેશે એની ખબર શરદને જરૂર હોય. પણ આંહીં પાછી કુદરત કામ કરી રહી હતી. આ શરદ, એ જ પેલા ચારુચંદ્રનો પુત્ર! ચારુચંદ્રે બે ચાર વખત પુત્રને ધમકાવ્યો, પણ વ્યર્થ. શરદ પિતાથી છાની રીતે પિતાના દુશ્મનની પૌત્રી તરફ વધારે વેગથી ધસડાતો ચાલ્યો!

ઘણી વખત સ્નેહનો જન્મ બોલતી આંખમાંથી થાય છે. સ્નેહનો વ્યાપાર આંખની અકથ્ય ભાષામાં છે. એક વખત શરદ તારાના ઘર પાસેથી નીકળ્યો હતો. તારા પોતાના પીપળા નીચે હમેશની માફક બેઠી જ હતી. શરદ ઉપર સીતાનાથને પણ પ્યાર હતો, ને તેથી શરદ એક બે વખત તો ત્યાં આવેલ પણ ખરો. આજે આવતાં તેનો પગ જરા ભારે થયો. છતાં તે અંદર તો આવ્યો.

'તારા! સાંભળ્યું? દાદાજી હવે તો વહેલા છૂટવાના હો!'

'કેમ?'

'કેમ નહિ? રાજદ્વારી કેદી ઉપર કૃપા થવાની છે!'

તારાએ નિશ્વાસ નાખ્યો: 'પણ કોઈકની દુશ્મનાવટ ત્યાં પણ આડે નહિ આવે?'

શરદનું મોં લેવાઈ ગયું. તારાએ તરત વાત ફેરવી વાળી.

'શરદ! હવે ક્યાં સુધી ભણવું છે?'

'કેમ? ભણવાનો વળી અંત આવે?'

"હવે તો મારી ભાભી પણ રાહ જોતાં હશે."

"પણ આંહીં ભાભી જ ક્યાં છે?"

તારા હસી પડી: 'અરે! પણ તમે ભણેલા બોલતાં તો શીખો! તમારી પણ ભાભી?'

શરદ ધીમેથી બોલ્યો, તે ગંભીર હતો: 'તારા! મારા બાપના કામથી હું ખુશી નથી હો! દાદાજીને મેં તો પિતાતુલ્ય માન્યા હતા, ને હજી પણ માનું છું?'

તારાની આંખ ચળકી રહી. ચારુચંદ્રનો પુત્ર આટલો ઉદાર હશે કે વેશ ભજવતો હશે? એને શંકા પડી.

પણ ત્યાર પછી તારા, શરદ સાથે વધારે રસથી વાત કરતી. એક દિવસ શરદે કહ્યું: 'તારા! એકાંતવાસ ખૂંચતો નથી?' તારા કાંઈ બોલી નહિ. નીચું જોઈ રહી. ચારુચંદ્રે હવે શરદ ઉપર સખ્તાઈ આદરી હતી અને એ સર્વ સખ્તાઈ શરદ એક વખત તારાને મળીને ભૂલી આવતો.

તારા એક દિવસ સવારે વહેલી ઊઠી. એનું આખું ફળી સાફ હતું ને ફળીમાં જ ચટાઈ ઉપર કોઈક પડ્યું રહ્યું હતું. તારા જરાક આશ્ચર્ય પામી. પણ ઘણી વખત તારાને ત્યાં, કહ્યા વિના ગરીબ આવીને પડ્યાં રહેતાં. એટલે કોઈક દુ:ખી હશે એમ તેણે ધાર્યું. દયાથી તેણે તેના ઉપર ચાદર ઓઢાડી. ઓઢાડતાં પાથરી દેવાના હેતુથી તેને ઢંઢોળ્યો: 'ઓ મુસાફર! ઊઠો, કેમ સૂતા છો?'

સુતેલ કોઈ ઊઠ્યું નહિ. તારાએ ફરી ફરી એ જ સ્વર લંબાવ્યા.

સુનારે પાસું ફેરવ્યું. પણ અરે! આ શું? ફળીમાં ચટાઈ ઉપર તો શરદકુમાર પડ્યો છે! તારાનું હૃદય સ્નેહ ને આભારમાં નમ્યું. શરીરને ઢંઢોળતાં સંકોચ આવ્યો.

'અરે! શરદકુમાર! આ શું? ઊઠો ઊઠો!'

શરદ હવે જાગ્યો. તારાએ હાથ ખેંચી લીધો, પણ તે પહેલાં હાથનું બધું કામ આંખથી થઈ ગયું!

થઈ રહ્યું. ચારુચંદ્ર સાથે હવે વધારે વખત શરદ રહી શક્યો નહિ. એને તારા, ફળી સાફ કરવા રાખે તો બસ. પણ આટલા નિર્દોષ શરદને તારા કેમ છોડે? તેણે લોકવાયકા સામે ને સત્તા સામે, શરદને રક્ષણ આપ્યું. હવે તો શરદ ને તારા મોડી રાત્રિ સુધી વાતો કરતાં બેસતાં!

આનું એક પરિણામ ચોક્કસ આવ્યું. ચારુચંદ્રને તારા ખટકવા વાગી. થોડા દિવસ શરદ આરામમાં રહ્યો. એ હવે ચારુચંદ્રના પુત્ર તરીકેનો હક્ક ગુમાવી બેઠો હતો, પરંતુ થોડા જ વખતમાં તારાની ભયંકર માંદગીથી, શરદનું જીવન ફરી ગયું.

વૃદ્ધ સીતાનાથના ફળીમાં આજે તારાનો છેલ્લો શ્વાસ હતો. શરદ રોયો, તારાએ આશ્વાસન આપ્યું, પણ તારાનું નિસ્તેજ થતું મુખ ને વધતો જતો મંદવાડ શરદને ઘેલો બનાવતાં હતાં.

અને એક દિવસ વૃદ્ધ સીતાનાથની તારા ચાલી ગઈ.

હવે શરદ એકલો સીતાનાથના ફળીમાં પીપળાના ઝાડ નીચે આકાશ સામે જોઈ બેસતો! એના જીવનનો આરામ હવે, ગમગીન બેસવું એ જ હતો. તારાની સ્મરણ-મૂર્તિ સિવાય, તારા આંહી બેસતી એવું કહેવા જેટલું કાંઈ-

પણ સાધન તેની પાસે ન હતું. જગતમાં સૌથી સુંદર સમૃદ્ધિ કદાચ આવી સ્મરણોની જ બનેલી છે ! ચારુચંદ્રે હવે શરદને આવવા બહુ કહ્યું, પણ હવે તો શરદ સીતાનાથના અવશેષ ચિન્હો સાચવતો ત્યાં બેઠો હતો ! એના વિના તારાની છેલ્લી વાર્તા સીતાનાથને કોણ કહે ? એ છેલ્લી વાર્તા કરવા પુત્ર તરીકેનો બધો હક્ક જતો કરી, ચારુચંદ્રને એણે છેલ્લા પ્રણામ કરી લીધા !

આજે શરદ હમેશની માફક નથી બેઠો. ફળીમાં ખાટલો પાથરેલો છે. પાસે તારાની છેલ્લી ભેટ–તારાની માની એક છબી પડી છે ! તદ્દન શૂન્ય નયને આકાશમાં ચાલતી એક જ વાદળી એ જોઈ રહ્યો છે. ધીમેથી, ગામડાની જૂની ઢબની ઘણાં થીગડાંવાળી ખડકી ઉઘડે છે.

'બેટા ! તારા !' એટલું જ ભાંગ્યાતૂટ્યા સ્વરમાં કહી, વૃદ્ધ સીતાનાથે, પોતાની જૂની ડાંગ, ઉંબરામાં ખખડાવી પ્રવેશ કર્યો. ડાંગ ખખડાવવાનો રિવાજ પુત્રવધૂ હતી ત્યારથી હતો ને હજી સીતાનાથ એમ જ પ્રવેશ કરતો. તેના વૃદ્ધ ચહેરા ઉપર બે કરચલી વધારે હતી. ને માણસ જે અગાઉ દયા ખાતું તે હવે રોવા લાગે એવી એની વૃદ્ધાવસ્થાની કરુણ છાપ પડતી હતી !

'બેટા તારા !' સીતાનાથે ફળીમાં આંખ આડે હાથ દઈને પોકાર કર્યો.

પીપળા પર એક બે પાંદડાં હાલ્યાં ને ફળીમાંથી એકાકી પારેવું ઊડ્યું.

શરદ સામે ચાલ્યો. સીતાનાથે તેને પગમાં પડતો અટકાવ્યો, 'કોણ બેટા તારા ? ના રે આ તો . . . '

'હું શરદ છું. દાદાજી !'

'ઓહો હો ! તું આંહીં ક્યાંથી, બેટા ? ક્યાં છે તારા ? તારા ક્યાં ગઈ છે ?'

શરદની આંખમાંથી જવાબને બદલે આંસુ ચાલતાં હતાં.

સીતાનાથનો સ્વર ગળગળો બની ગયો: 'તારા અંદર છે ?' પંડિત આગળ વધ્યા.

'બેટા તારા ! કેમ બોલતી નથી ? હું છૂટીને આવ્યો છું !'

સીતાનાથ અંદર ચાલ્યા. શરદ એને રોકી શકતો પણ નથી, તેમ કાંઈ કહી શકતો પણ નથી !

૧૯૨૪

## ચૂકતા પૈસા

**કાશીનાથ** જાત્રા કરવા ગયા. પાછળ એની વૃદ્ધ માતા અને સ્ત્રી હતાં. કાશીનાથ સંતોષી હતો, ને તે ઘરનો વ્યવહાર હાંકે ત્યાં સુધી વાંધો આવે તેમ ન હતું, પણ કાશીનાથના મૃત્યુ પછી વૃદ્ધ માતા અને તેની ગર્ભવતી યુવાન સ્ત્રી બહુ દુ:ખી થાય તેવું હતું.

જાત્રામાં કાશીનાથનું મૃત્યુ થયું. કાશીનાથ પાસે કાંઈ મિલ્કત હતી નહિ. જેમ તેમ બન્ને સ્ત્રીઓએ વ્યવહાર હાંકવો શરૂ કર્યો. કાશીનાથની સ્ત્રીને પુત્ર આવ્યો. તેનું નામ રમાનાથ પાડ્યું. રમાનાથ પાંચ વર્ષનો થયો ત્યાં સુધી બધું ઠીકઠીક ચાલ્યું, પણ પછી પૈસાની તંગી પડવા લાગી. એક દિવસ શોધખોળ કરતાં જૂનાં કાગળિયામાંથી એક સોનાની કંઠી જડી. વૃજલાલ શેઠને ત્યાં વટાવી. શેઠે બે ચાર વખત પૂછ્યું: 'આ કંઠી જ જડી કે બીજું કાંઈ—'

ડોશીએ ધ્રૂજતાં જવાબ આપ્યો, 'ના બાપુ! આ એક જ કંઠી. અમારે હમણાં દાણો ખૂટ્યો છે!

'કાંઈ ફિકર નહિ! માડી! વળી બે પૈસા વધુ જોઈએ

તો લઈ જજો.' શેઠે બહુ જ માયાથી જવાબ આપ્યો. ડોશી પૈસા લઈ ચાલતી થઈ. ડોશીના ગયા પછી, શેઠ વૃજલાલે ગુમાસ્તાને પૂછ્યું,

'આ કંઠી આપણી જ છે. એ કાશીનાથને ત્યાં ક્યાંથી ?'

ગુમાસ્તે કાંઈ જવાબ આપ્યો નહિ. શેઠને કાંઈ સાંભર્યું હોય તેમ જૂના ચોપડા મંગાવ્યા.

એકમાંથી કાંઈક વાંચ્યું અને ત્યાર પછી પોતાના હમેશના રિવાજ મુજબ ગાદીતકિયા પર લાંબા પગ કરી પડ્યા. એના ચહેરા પર કાંઈક આનંદ હતો.

આ વાતને બે વર્ષ વહી ગયાં. વૃજલાલ શેઠે કાશીનાથના ઘર ઉપર માયા બતાવી વારંવાર મદદ કરી. વૃજલાલ શેઠનું પરોપકારીપણું વધારે પ્રખ્યાતિ પામ્યું.

એક વખતે અર્ધી રાતે વૃજલાલ શેઠને તેડવા કાશીનાથની મા આવ્યાં. કાશીનાથની સ્ત્રી બહુ જ માંદી હતી. શેઠ ગયા. કાશીનાથની સ્ત્રીએ રમાનાથનો હાથ શેઠના હાથમાં આપ્યો ને તે મૃત્યુ પામી. શેઠે રમાનાથ પર માયા દર્શાવી અને એને પોતાને ત્યાં રાખ્યો. હવે વૃદ્ધ ડોશીને તે ઘરનો ખપ ન હતો. શેઠને ઘર સોંપી તે પણ શેઠને ત્યાં રહેવા લાગી. આટલો આશ્રય મળવાથી બન્ને માદીકરો સુખી થયાં. ગામનાં માણસો શેઠની ઉદારતા માટે ધન્યવાદ આપવા લાગ્યાં.

પણ વૃદ્ધ ડોશીના દુઃખનો અંત આટલે જ નહોતો. ત્યાર પછી થોડા દિવસે રમાનાથ પણ ચાલ્યો ગયો. ડોશી ગાંડી જેવી આંહીંથી તહીં રખડીને

છેવટ નદીના કાંઠા પર કે ગમે ત્યાં પડી રહેતી. તે તદ્દન શૂન્ય અને ગાંડી બની ગઈ હતી. શેઠ વૃજલાલે કાશીનાથનું ઘર લઈ ત્યાં દેવળ બનાવ્યું, ગંગાડોશી હવે ત્યાં વારંવાર આવતી. ચોમાસાના મોટા થતા ઘાસમાં એ રખડતી ને વારંવાર તપાસ કરતી કે રમાનાથનો સ્વર ક્યાંય સંભળાય છે!

એક વખત એક પક્ષીના વહેંચનારે વૃજલાલ શેઠને એક પોપટ ભેટ આપ્યો. પોપટ સુંદર હતો. શેઠ તેને પોતાની બેઠકમાં જ રાખ્યો.

શેઠની બેઠકમાં હમેશાં પૈસાની ધમાલ જ રહેતી, એટલે પોપટ તેમાંથી શીખ્યો; 'ચૂકતા આપ્યા'. કોઈપણ સખ્સ પૈસા આપે કે લઈ જાય એટલે પોપટ પાંજરામાંથી બોલતો, 'ચૂકતા આપ્યા.' શેઠને પોપટનું આ અવિવેકી વર્તન પસંદ ન હતું, પણ ચલાવ્યે રાખતા. કારણ કે પોપટ આવ્યા પછી શેઠને મોટી વયે સંતાન આવ્યું. તેનું નામ જગુ પાડયું.

આ વાતને પણ પાંચ વર્ષ વીતી ગયાં.

શેઠ વૃજલાલ પોતાની બેઠકમાં બેઠા છે, પાસે નાનો જગુ રમે છે, છેટેથી ગંગા દોડતી આવી. શેઠ જોઈ જ રહ્યા;

'શેઠ! તમે મારો છોકરો ચોર્યો છે! આ રહ્યો!' ગંગાએ જગુને હાથમાં લીધો ને બે ચાર બોકી ભરી. એની તદ્દન શૂન્ય આંખમાં એક પ્રકારની ભયંકર સચ્ચાઈ હતી! વૃજલાલ ઊઠયો ને માંડમાંડ ગંગા પાસેથી જગુને છોડાવ્યો.

'ગાંડી થઈ છો?' શેઠે તોરમાં જ કહ્યું 'ખાવાનું મફત લેવું ને પાછી ગાંડાઈ? જા આંહીંથી.'

ગંગા નીચે ચાલી ગઈ. પણ વખતે વખતે પાછું

જોતી તે નીચે ઊતરતાં બોલી:

'આ મારો રમુ છે! આ રહી એ જ આંખ!' પાસે ઊભેલાં છોકરાં હસી પડ્યાં: 'ગંગા ગાંડી!' ગંગા ગાંડી!' ગંગા સૌની પાછળ દોડી. એનામાં અનાથતાનો ગાંડો જુસ્સો હતો. સૌની પાછળ દોડી ને એ મંદિરમાં પેસી ગઈ. પણ હજી એના મનમાં તો એમ હતું કે રમાનાથ વૃજલાલને ત્યાં રમે છે! ગંગા ગયા પછી શેઠે આજે ઘડીભર જગુ સામે જોયું. ચહેરો રમાનાથનો હતો! આંખ પણ રમાનાથ જેવી જ! રમાનાથ પોતાના ફળિયામાં રમતો તે શેઠને યાદ આવ્યું. જગુ રમાનાથ જેવો જ હતો. ગંગાની વાત ગાંડી પણ સાચી હતી. ગામના લોકો બોલ્યા: 'શેઠની દયાવૃત્તિનું આ ફળ છે!'

ગંગાની સ્થિતિ હવે તદ્દન ભયંકર થઈ ગઈ હતી. તે શેઠને ત્યાં આવતી ત્યારે બહુ જ ભયંકર લાગતી: અને છતાં તે જગુને તેડ્યા વિના રહેતી નહિ. એને બહુ વારતા. શેઠ ધખતા, શેઠાણી ખીજાતાં, પણ ગંગા જગુને જોઈને 'રમુ પાછો આવ્યો કે?' એમ બોલ્યા કરતી. શેઠને આ જરાય ગમતું નહિ, પણ ગંગા પાસે લાચાર! ગંગાને એક કે બીજું સ્વપ્ન આવ્યું જ હોય! જાણે રમુ પાછો આવ્યો છે: કાશીનાથ શેઠ પાસે જ બેઠો છે: જાણે એનાં ઘરમાં જ બેઠાં છે! સવાર થતું ત્યારે ગંગા જોતી કે બધાં સ્વપ્નાં...ખોટાં છે, છતાં તે સ્વપ્ન એવાં લાગતાં કે ગંગા વારંવાર બોલ્યા કરતી: 'રમુ આવ્યો કે?'

શેઠ વૃજલાલે આજે પાછા જૂના ચોપડા ખોળી કાઢ્યા છે, પાસે મોટો ગુમાસ્તો બેઠો છે. છેટે પુરુષોત્તમ સોની બેઠેલ છે.

'કેમ શેઠ, મારું સાચું કે?—'

શેઠે જરાક હસીને જવાબ આપ્યો: 'હા સાચું સાચું, પણ અરધું સાચું–'

'જેમ હોય તેમ પણ, મને બદલો આપવો ઘટે છે.'

'ચોકકસ! પણ, જોજે હો! બીજે કાને વાત જાય નહિ!'

'ઇ પુરુષોત્તમને કહેવું પડે?' સોનીએ પોતાનો કુરૂપ ચહેરો વધારે કુરૂપ કરીને જવાબ વાળ્યો. શેઠે ગુમાસ્તાને કહ્યું. ગુમાસ્તાએ પૈસા ગણી આપ્યા. ઉપર પાંજરામાંથી પોપટ બોલ્યો: 'ચૂકતા પૈસા!'

શેઠે પોપટ તરફ એક કરડી દષ્ટિ ફેંકી; આજે જગુની તબિયત જરા લથડી હતી. વળી ગંગા આડું અવળું બોલી ગઈ હતી, શેઠના ઘરને ગંગા ભયરૂપ હતી! ને આજે જગુ માંદો હતો. શેઠ પણ હવે ગંગાથી ડરતા હતા, છતાં ગંગાએ હઠ લઈને પણ જગુનો ખાટલો જોયો હતો.

જગુની તબિયત વધારે લથડતી ચાલી. વૃજલાલ જગુની પાસે ચિંતાતુર નયને બેઠા હતા. જગુની હવે આશા ન હતી. ડૉકટરે કહ્યું કે હવે શ્વાસોચ્છવાસની ક્રિયામાં વાંધો આવ્યો છે. થોડીવારમાં જગુનું રમતું શરીર મરતું જણાયું ને ઘડીવારમાં રમતિયાળ જગુને બદલે સાવ અચેતન ભયંકર શરીર રહ્યું! શેઠ વૃજલાલ આ વિષય પર વિચાર કરતા શોકમગ્ન થયા. એમનો અંતરાત્મા કલેશ પામ્યો. ત્યારપછી ગંગા હવે દેખાતી નહિ. ગામે એક અવાજે કહ્યું: 'રાંડ ગંગાએ જગુને ભરખી લીધો!' માત્ર એક પુરુષોત્તમ સોની શેઠને ત્યાં ઉતાવળે જતો હતો. શેઠ પોતાના ખંડમાં એકલા બેઠા હતા. તેની દષ્ટિ આકાશમાં દોડતા વાદળા

પર હતી. 'જગુ ત્યાં રમતો હશે?'

પુરુષોત્તમે શેઠના પગની પાસે જ રૂપિયાનો ઢગલો કર્યો. 'શેઠ, માફ કરો. મારે એક પણ બદામ નથી જોઈતી!' વૃજલાલને બીજી કોઈ વખત તો આ વાત ગળી લાગત. પણ અત્યારે એની આંખમાં આંસુ આવ્યાં. 'કેમ? પુરુષોત્તમ! શું છે?'

'કાશીનાથનું ઘર આજે ત્રણસો વર્ષથી પવિત્રતા જાળવતું આવ્યું છે, એ મારી જાણની વાત છે. કાશીનાથનો બાપ જદુનાથ, એનો દાદો કેદારનાથ પણ તપસ્વી હતા. એનું ઘર જ પવિત્ર છે. મારે એક પાઈ લેવી નથી.'

વૃજલાલની લોભી આંખ આજે પૈસા તરફ ગ્લાનિભરી દૃષ્ટિ ફેંકતી હતી. એના જીવનમાં પણ આજે ફેરફાર હતો.

'પેલી કંઠી તો તેં કરી હતી નાં પુરુષોત્તમ?'

'હા કાશીનાથને માળા ઉપર વિશ્વાસ હતો. મેં તમને સહેજ એ વાત કરી, અને તમે શેઠ! લોભમાં પડ્યા!'

'લોભમાં શી રીતે? ગંગાએ કંઠી આપી ને મેં એને પૈસા આપ્યા. તારી . . . વાત યાદ આવી. કંઠી તોડી તો તેમાંથી ચીઠી નીકળી, ને ઘરમાં જે જગ્યા બતાવી હતી, ત્યાં ખોદતાં સારી પેઠે પૈસા મળ્યા. મેં તારો ભાગ તને આપ્યો. કંઠી મેં તને બતાવી ત્યારે તેં કંઠી કાશીનાથે કેમ ઘડાવી, અંદર ચીઠી મૂકી છે એ બધું કહ્યું. તને તો બધી ખબર ન હતી છતાં મેં તારો ભાગ તને આપ્યો. ગંગાને પણ ઠીક આપ્યું હતું. પુરુષોત્તમ! સંસારનું ચક્ર એમ જ ચાલે છે! એમાં આ વહેમ શા?

'ચુકતા પૈસા' ઉપરથી પોપટ બોલ્યા વિના ન જ રહ્યો.

પરંતુ વ્રજલાલનું પોતાનું મન પણ વહેમી બન્યું હતું. ગંગા, રમુના નામથી જગુને રમાડતી, એમાં શું ભેદ હતો એની ખબર ન હતી. પણ કુદરતને યોગ્ય ખબર હતી. ગંગા છેલ્લા છેલ્લામાં તો પૈસાની વાતો કરતી. ને બોલતી નહિ પણ શેઠ તરફ જોઈ રહેતી. શેઠના તરફ એને પાછળથી તિરસ્કાર આવ્યો હતો. અને છેલ્લા વખતમાં આવવું પણ બંધ કર્યું હતું. આ બધાનો ભેદ જાણે એને હવે સમજાવા લાગ્યો.

એટલામાં શેઠે ગંગાને આવતી જોઈ. આજે ગંગાની આંખમાં વિજય લાગ્યો. તે શેઠ તરફ દોડતી જ આવી— ગાંડીની જેમ બોલીઃ 'મને બધી ખબર હતી!'

શેઠ કાંઈ બોલ્યા નહિ. એણે કાશીનાથના પૈસામાંથી મંદિર બાંધ્યું ન હતું? એણે ધર્મ કર્યું હતું છતાં પાપ રહ્યું? ધર્મ કરી, પાપ ઘટાડવું કે પાપ ન જ કરવું? પુરુષોત્તમ સોની હવે બીજા મતમાં હતો.

બીજે દિવસે શેઠે પૈસાની રકમ ગંગાને મોકલી. ગુમાસ્તો પાછો આવ્યો. ગંગા ત્યાં હતી નહિ. ગુમાસ્તે ખબર આપ્યાઃ 'ગંગાને પૈસા નહિ મળે!'

પોપટ બોલી ઊઠચોઃ 'ચૂકતા પૈસા!'

શેઠે કરડી દૃષ્ટિ ફેંકી. પણ આ વખતે શેઠની દૃષ્ટિમાં, કરુણ ભાવ હતો.

ગામના લોકોએ અનાથ ગંગાને ઘણી વખત સંભારી, પણ સૌએ તેને ડાકણ માની. સોની, શેઠ ને ગુમાસ્તો, આ ઇતિહાસ એક બીજાની આંખમાંથી વાંચતા. શેઠે દેવાલય પાસે ધર્મશાળા બંધાવી હતીઃ ગામના લોકો કહેતા, શેઠ પરોપકારી છે!

પણ શેઠને આ પરોપકારની ખરી ખબર હતી.

## નવો કવિ

[ એક પ્રહસન પ્રયોગ ]

એક દિવસ રસકલાનંદાનંદને, દિવસે ઘોરતાં ઘોરતાં લગભગ વીજળી જેવો, અથવા કાવ્યની ભાષામાં કહીએ તો આત્મા શો, તેજસ્વી વિચાર આવ્યો!'

કવિ . . . થાઉં તો?'

એમના પ્રસંગમાં દરેક સારા મૂર્ખના સંબંધમાં બને છે તેમ — વિચાર અને વર્તન સાથે દોડતાં. બીજે દિવસેથી એમણે એક કાવ્ય રચવું શરૂ કર્યું. ગુજરાતી ભાષામાં પ્રચલિત અસંખ્ય શૈલીમાંથી કઈ શૈલી પસંદ કરવી, એ એક ભયંકર પ્રશ્ન હતો. અંતે . . . એમણે તો બધી શૈલીનું થોડું થોડું લઈ ને, સબ બંદર કે વેપારી! જેવું કરી કાવ્યક્ષેત્રમાં ઝુકાવ્યું! પણ એટલામાં જ તકરારે ચડેલો વ્યાકરણ ને જોડણીનો ભયંકર જાળીવાળો પ્રશ્ન નજરે ચડયો. હવે શું કરવું?

એક માણસને કવિ થવામાં આટ આટલી મુશ્કેલીઓ, ગુજરાતના વૃદ્ધ સાક્ષરોએ રાખી મૂકી છે, એ જોઈ ને આ દેશની અધોગતિનું ખરું કારણ પણ તેમને

જડી આવ્યું ! એમણે તો 'સબમેં મેરા' એ મંત્ર પછી જોડણી પણ સૌની જ કાયમ રાખી. એ પ્રયોગમાંથી નીકળેલું આ રહ્યું એમનું પ્રથમ કાવ્યઃ

કાવ્ય નં. ૧

અગ્નિરથ દેહ, ચૈતન્ય કો ક્યાં ગયું ?
અથવા મમ દેહ સર્વનું, સૌ ચૈતન્ય વસ્યું ક્યહાં હશે ?
તું નયનનું ચૈતન્ય છેઃ ચૈતન્યનું ચૈતન્ય છે.
તું મીઠી મંજરી છેઃ મંજરીનો મધુ કોલ છે.
અથવા તું મધુલિહ્‌ને લોભાવનાર,
આત્માની ફૂલ શી સુગંધનો,
સુંદર મધુ રસ છે.

કાવ્ય નં. ૨

જ્યહાં જ્યહાં ભમું છું ત્યહારે ત્યહારે—
—જ્યહારે જ્યહારે આપણે સુમન શી,
સુગંધી વાર્ત્તાલાપ ચલાવી છે, તે બાગમાં,
એ બધા પ્રસંગોની ખુશનૂમા તાજી યાદ—
હૃદયને કંપાવે છે. તારી યાદી એ પરમ
રસાયન છે ! તારું નામ મધુર છે, એનાથી,
મધુર છે વધારે તારું હૃદય.

આ બે કાવ્યો લખ્યા પછી એમણે મિત્રમંડળમાં આંટા મારવા શરૂ કર્યા ! સૌ કહેતા કે કાવ્યો છે અનુપમ. પ્રસિદ્ધ થાય તો સાહિત્યમાં ઘણું અજવાળું–આંખો મીંચે તેવું—પડે ! એક મિત્રની સલાહ એવી પડી કે કાવ્યો ઊંચી કોટીનાં હોવાથી સાથે સાથે થોડીક ટીકા પણ આપવી. બીજાએ કહ્યું પ્રસ્તાવના પણ જોડવી. પ્રસ્તાવનાલેખક

પણ ત્રીજે ધક્કે પ્રાપ્ત થયો. એક ભક્ત ટીકાકારે આ નવાં કાવ્યો ઉપર ટીકા કરવાનું સ્વીકાર્યું.

એક દિવસ અચાનક એમના હાથમાં ... 'ગહન' માસિક આવ્યું. તેમાંથી પોતાનાં કાવ્યો ને તે પરની ટીકા વાંચવી શરૂ કરી. વીરમગામથી હમણાં જ ઉપડેલી ગાડીમાં થર્ડ ક્લાસમાં રસકલાનંદાનંદ મુસાફરી કરતા હતા! એમની સામેની બેઠક પર એક ગુજરાતી ગૃહસ્થ ચોપાનિયું વાંચતા પડ્યા હતાઃ ને તેમાં મઝા આવતી હોય તેમ વારંવાર ડોકું ધુણાવતા હતા. રસકલાનંદાનંદને એક ભયંકર શંકા થઈ. કદાચ એમના લેખથી જ આ આનંદ રેલાતો હશે તો? તેના માથા પાસે નીચો નમી એક યુવાન વાંચી રહ્યો હતો! પાસેની બેઠક પર બે ચાર વેપારીઓ કપાસના ગગડતા ભાવનો આખો ઇતિહાસ ઉખેળી રહ્યા હતા! થોડે છેટે એક છેલબટાઉ ગઝલની બહારમાં ઊડતો હતો. ચોપાનિયાવાળા બે સાહિત્યરસિક પુરુષોનું ધ્યાન ખેંચવા રસકલાનંદાનંદે મોટેથી ખોંખારો માર્યોઃ ધીમેથી કહ્યું,

'ભાઈ! કેવા હો? બ્રાહ્મણ?' આપણે ત્યાં વાતચીત ગમે તે હોય પણ તેની શરૂઆત નાતથી થાય છે, એ રિવાજ એમણે જાળવ્યો.

'જી હા,' વાંચનારે પોતાની ચોપડીમાંથી ડોકું બહાર કાઢી ત્રાંસી આંખે સામે જોયું.

'સૂરત તરફના હશો?'

'તમને કેમ ખબર પડી?' તે યુવાને જરાક આશ્ચર્યથી પૂછ્યું.

'કેમ? અમારો તો એ ધંધો રહ્યો ને?' રસકલા-

નંદાનંદ બોલ્યા.

'આપ સુરત તરફના છો ?'

'ના ના, મારા કહેવામાં ધ્વનિ છે ! બહુ પરિચયથી હવે સાધારણ વાતચીતમાં પણ મારાથી કાવ્યભાષાના શબ્દો વપરાઈ જાય છે, તો માફ કરજો, પણ અમે કવિ છીએ અને માનવ રીતભાતનું બારીક અવલોકન એ જ અમારો ધંધો છે !'

'ઓ હો !' તે યુવાને જરાક મજાકભરેલી રીતે કહ્યું: પછી વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ તે યુવાન રસકલાનંદાનંદ તરફ જોઈ રહ્યો. પોતાની જગ્યા પર બેઠો થઈ જઈને આશ્ચર્ય પામતો હોય તેમ તે બોલ્યો:

'આપનું નામ ?'

'અમે તખલ્લુસથી જ લખીએ છીએ. નામ આપવાથી લોકો વારંવાર કવિતા રચાવવા આવે છે !' પેલા વેપારીઓને પણ રસ પડ્યો હોય તેમ એ પણ ઘડીભર શાંત રહ્યા.

'ગહન'નો છેલ્લો અંક જોયો ?' રસકલાનંદાનંદના રસિક જીવડાએ પ્રશ્ન કર્યો.

'ગહન ? એ શું છે ?'

'ગહન' પ્રતિષ્ઠિત માસિક છે. અમારા દરેક લેખ સંઘરે છે. જુઓ આ એક અમારું કાવ્ય:' એમણે માસિકનો અંક કાઢી પોતાનું કાવ્ય કાઢ્યું. 'આજકાલ નર્મદ શૈલી; નવલ–શૈલી, દલપત શૈલી અને છેલ્લી છેલ્લી નાનાલાલ શૈલી એ સૌની વચ્ચે 'યૂરોપીય વિગ્રહ' મચ્યો છે. એટલે અમે 'Balance of power' સત્તાતુલાનું સમતોલપણું જાળવવા સૌ શૈલીને લીધી છે ! અને છતાં જોનાર

જોઈ શકશે કે વચ્ચે વચ્ચે ધોળા વાદળામાં કાળો લીટો દોડતો હોય તેમ અમારું વ્યકિતત્વ ઝળકી રહ્યું છે! સાંભળો!'

વેપારીઓ પણ કાંઈક રસભર્યું વાચન છે એ આશાએ રસકલાનંદાનંદ તરફ જોઈ રહ્યા હતા. રસકલાનંદાનંદનું પ્રવચન આગળ વધ્યું: 'હવે કવિ, પ્રથમ આત્મલક્ષી કાવ્ય રચે છે. માણસ બધું કામ યંત્રવત્ કરે, છતાં તેમાં આત્મા ન હોય, એવી સ્થિતિ આપે અનુભવી છે?'

'હા, હા. ઘણી વખત! અત્યારે જ'

યુવાને ટહુકો પૂર્યો.

પણ રસકલાનંદાનંદ એમાં રહેલો કટાક્ષ સમજે એ સ્થિતિમાં ન હતા. એમણે આગળ ચલાવ્યું:

'અગ્નિરથ દેહ, ચૈતન્ય કો ક્યહાં ગયું!
અથવા અમ દેહ સર્વનું, સૌ ચૈતન્ય વસ્યું ક્યહાં હશે.'

'અગ્નિરથ દેહ— એક એક શબ્દ લીધા વિના તમારાથી નહિ સમજાય. આ નાળિયેર છે. ટોપરું તો છાલોતરાં તોડયાં પછી જ ખવાય. આપણો દેહ અગ્નિ-રથ છે. આ આપણે મુસાફરી કરીએ છીએ તેના જેવો જ. એ કામ કરે છે, છતાં વિયોગાવસ્થામાં વારંવાર લાગે છે કે 'ચૈતન્ય નથી'— આટલી લાગણીને 'mystic' બનાવવા 'કો' શબ્દ મૂક્યો છે.'

આટલું પ્રવચન કરીને એ વિજયથી સૌ તરફ જોઈ રહ્યા. વેપારીઓ બિચારા મૂંઝાઈ જ ગયા હતા. તેમાંના એકે હજી વાત ચાલતી જ હોય તેવો ડોળ કરી, પોતાના ભાઈબંધને કહ્યું: 'આ ભાવ ન ગગડયા હોત તો જગુના

વિવાહ આ સાલ જ કરવા હતા !'

બીજાએ જરાક વિનયથી રસકલાનંદાનંદને કહ્યું:

'ભાઈ, માફ કરજો. એ અમારું કામ નથી. પંડિત લોકનું છે.'

'ફિકર નહિ' રસકલાનંદાનંદ બોલ્યા: 'તમારો એ વિષય નથી. મોટા ભલભલા આ વિષયમાં ગોથું ખાય છે! તો તમે એમાં શું કરો!'

અને એ ઉચ્ચ આસનેથી એમણે આગળ ચલાવ્યું: 'હવે આ શૈલી બીજી શરૂ થાય છે. મહાકવિ કાલિદાસ જેવી જ **अथवा मृदु वस्तु हिंसितुं** — ખબર છે ને?'

'જી હા!'

'ત્યારે આ બીજી લીટી એ પ્રકારની છે. છતાં ભાવ હજી ઊંચો છે!'

'ના ભાઈ, ભાવ તો હવે ગગડવામાં છે!' એક વેપારીએ ટાપશી પૂરી.

સૌ ખડખડાટ હસી પડ્યા!

'ભાઈ!' રસકલાનંદાનંદ ઠપકો આપતા હોય તેમ બોલ્યા: 'આ કાવ્યાંતર્ગત ભાવ–રસની વાત છે.'

'હં, ચલાવો ચલાવો, કવિરાજ!' પેલો જુવાન રસકલાનંદાનંદને માથાનો મળ્યો હતો. તે જાણે બહુ રસ લેતો હોય તેમ માથું ધૂણાવી રહ્યો.

'અથવા મમ દેહ સર્વનું, સૌ ચૈતન્ય વસ્યું ક્યહાં હશે.' 'સૌ' એ શબ્દ મૂકી કવિએ ઈંદ્રિયવ્યાપારથી પણ મન વિરામ પામ્યું છે એમ સૂચવ્યું. એ શબ્દમાં ઊંડો ધ્વનિ છે.'

'જો કે શબ્દ જરાક છીછરો લાગે છે,' પેલા યુવાને જરાક મમરો મૂકવા કહ્યું.

'ત્યારે એ જ ખૂબી. નાનો શબ્દ ને અથાગ ગાંભીર્ય!'

'કવિરાજ! આપે આ બીજી લીટીમાં હદ કરી છે!'

'હવે જ ભાવ ચડતા આવશે!' કવિરાજ તાનમાં આવ્યા: તે સૂરતી ગૃહસ્થે પણ બાડી આંખે વેપારીઓ તરફ જોયું. 'જુઓ આ કલાપી: અંગોમાંથી જીવન સત્ત્વ ત્યાં જ આવી વસ્યું છે! મારી બીજી લીટીમાં Soul ની Cry—આત્મનાદ વધારે છે. પરંતુ હવે નવીન શૈલી આવે છે. અપદ્યાગદ્યનો પંથ ખેડનારા પણ ઘડીભર, મને પોતાનો માને, ને સાથે સાથે જ દલપત — નર્મદ કે કલાપીની શૈલીમાં લખનારા, એરંડિયું પીધા જેવું મોં ન કરે, માટે આ નવીન પ્રયોગ કર્યો છે! એમાં સંગીત નથી, તો ડોલન છે! જુઓ આ ડોલતા અક્ષર!

'તું નયનનું ચૈતન્ય છો! ચેતન્યનું ચૈતન્ય છે! હવે જોયું? આમાં ડોલન છે! 'ચૈતન્યનું ચૈતન્ય' એ શબ્દથી આખી લીટી ડોલી–જેમ તારને એક છેડે ટકોર મારીએ ને આખો તાર ધ્રૂજે તેમ, ને તેથી એ આખી લીટી કાવ્યરૂપ બની!

'હવે 'તું મીઠી મંજરી છે: મંજરીનો મધુ કોલ છે!' આ માત્ર કાવ્ય નથી, કલા છે; અસર વધારે ને વધારે વધતી જાય એવો શબ્દ ભંડાર છે. જુઓ: 'મીઠી મંજરી: મંજરી અને મધુ: જાણે 'મથી શરૂ થતા અક્ષરો! પાછું: મીઠી મંજરી છે: વળી 'મંજરીનો કોલ છે.'

'મંજરીનો કોલ?' તે યુવાને પૂછ્યુ: 'આમલીનો

તો નહીં ને?'

'એ તમે નહીં સમજો:' રસકલાનંદાનંદ ઉતાવળે બોલ્યા. એમને પોતાના કાવ્યની ગહનતા સમજાવવા આડે અત્યારે થોભવાનો વખત ન હતો.

'જુઓ: 'તું મુજ જીવિત; તું મુજ હૃદય જ. જોયું? ભવભૂતિનો ભાવ. હવે કવિ વધારે ઊંચે ઊડે છે! ફૂલની સુગંધ એ હજી સ્થૂલ છે. એનું સૂક્ષ્મ તત્ત્વ રસ છે. એ માટે...

'અથવા તું મધુલિહને...' વગેરે મૂક્યું. વળી એમાં બીજી ખૂબી શી છે કે એ અલંકાર થાય છે! આ કાવ્યમાં જૂનું છે, નવું છે, ડોલન છે, સંગીત છે, માટે આ સુંદર કાવ્ય છે! હું હમણાં નથી લખતો, નહીંતર ગુજરાતી સાહિત્યને બીજી બજારમાં ઊભા રહેવાનું માન...મળે એવાં કાવ્યો તો સહજ જ થાય!'

'આ કાવ્ય ગવાય છે?'

'હા, શા માટે નહીં? જરાક ઊંચે સ્વરે વાંચવું! મૂળ તો ગાવું એટલે ઊંચે બોલવું કે બીજું કાંઈ? જુઓને આ છેલ્લું હોલાનું કાવ્ય એને મેં 'કપોત કલ્લોલ' કહ્યું છે!

'હોલાની આંખ નિર્મળ છે: નિર્મળ છે એનું નયન:
'નિર્મળતાની મૂર્તિ સમો—
'હંસની પ્રતિકૃતિ સમો—
'આનંદની આદર્શ મૂર્તિ જેવો—
'જાણે 'ઘૂઘૂ' સંગીતજનક જેવો—
'નિર્મળ હોલો વિશ્વવાડીનું—

'પક્ષીસમાજનું—ફૂલ છે! ફૂલ છે!'

'આમાં કલ્પના છે. વળી કવિ દરેક વખતે વધારે ને વધારે ઊંચે ઊંચે ઊડે છે! ને છેવટે હોલાનું સ્થાન નિર્મિત કરી વિશ્વવ્યવહારની સાંકળ બાંધી કલ્પનામાં એટલે ઊંચે ઊડે છે, કે નરી આંખે માણસ દેખી શકે નહીં!'

'ઓહો! આ શૈલીના 'Sky Lark' જેવું જ ભાવવાહી કાવ્ય ત્યારે તો! જો કે એ વધારે મળતું તો 'કીટ્સ'ને જ આવશે. આવાં કાવ્યો ગુજરાતી સાહિત્યમાં વિરલ છે!' તે સૂરતી ગૃહસ્થે જરાક મજાકમાં કહ્યું.

રસકલાનંદાનંદજી હજી આગળ વધત, પણ તેટલામાં બીજું સ્ટેશન આવ્યું, ને ત્યાંથી બે ચાર માણસો પેઠા. પોતાની જગ્યા પણ ભાગ્યે જ સચવાય એવું હતું, એટલે કાવ્યચર્ચા મૂકી કવિરાજ નીચા ક્ષેત્રમાં ઊતરી પડ્યા! પણ જે માણસો આવ્યાં તે એમને કવિ તરીકે પિછાને તો સારું, એ આશાએ તેમણે બે ચાર વાર 'ગહન' આમ તેમ ફેરવ્યું, પણ સોનાના બજાર વિષેની વાતોનું કાવ્ય એવું પ્રસર્યું હતું, કે હવે એમને મૌન જ ધારવું પડ્યું! પણ એ રસિયો જીવ સાહિત્યનું વાતાવરણ જમાવ્યા વિના રહી શકે? એમણે થોડીવાર પછી નવા આવનારને પૂછ્યું:

'ભાઈ! આપનું નામ?'

'અમૃતલાલ.'

'કેવા છો?'

'વાણિયા.'

'શું શ્રોફ હશો?'

'હા.'

'સાહિત્યનો કાંઈ શોખ ખરો ?'

'સમજાય તેવું સરળ ને રસભર્યું હોય તો વાંચીએ ખરા.'

'છેલ્લા કવિ વાંચ્યા છે ?'

'હા.'

'કોણ કોણ ?' રસકલાનંદાનંદજી તલપાપડ થઈ ગયા; ત્યાં તો પેલા બોલ્યા:

'તુલસીદાસનું રામાયણ: પ્રેમાનંદનો દશમ સ્કંધ. શામળ કવિની વાર્તાઓ વાંચેલી—'

'એ તો બધા જૂના, પણ નવા ?'

'ભાઈ ! માફ કરજો. નવા કવિઓ કાં બહુ ઊંચે ઊડે છે, એટલે માણસ કરતાં પક્ષીઓ જેવા લાગે છે, કે પછી બહુ નીચે ઊડે છે, એટલે માણસ કરતાં છૂપાતા સસલા જેવા લાગે છે. એમાં કાંઈ સમજાતું નથી !'

'વિષય ગહન છે ને ? તમારો વિષય નહિ !' રસકલાનંદાનંદજી પોતાની સ્વેચ્છાસર્જિત ઉચ્ચ સૃષ્ટિમાં અભિમાન લેતા હોય તેમ બોલ્યા.

પણ પેલો ટીખળી યુવાન રહી શક્યો નહિ: 'આ ભાઈ પણ કવિ છે !'

'એમ ?'

'ત્યારે એકાદ કાવ્ય સંભળાવોને ?'

'વાંચો, લ્યો. આ 'ગહન' માસિક.'

તે ગૃહસ્થે માસિક તો લીધું, પણ એક ઘડીમાં પડતું મૂકી બજારની વાતોએ વળગ્યા. પેલા સુરતી ગૃહસ્થ ત્રાંસી આંખે રસકલાનંદાનંદજીની નિરાશા જોતા હતા.

આ બધો વખત મેં શાંતિ રાખી હતી. હવે મેં આ સૂરતી ગૃહસ્થની સાથે ચર્ચામાં ઊતરવા વિચાર કર્યો. મેં એને બોલાવ્યા, પણ એ નિદ્રાથી ઘેરાતા હતા. તેમણે એક ટીખળી જવાબ આપ્યો: ' આમનાં કાવ્યોથી મધુર કલ્પના જાગીને મધુર નિદ્રા આવે છે!'

રસાકલાનંદાનંદજીએ હસીને કહ્યું: ' પણ મને નિદ્રા નથી આવતી!'

' એનો એક જ રસ્તો છે!' મેં કહ્યું, 'આપનું જ કાવ્ય વાંચો ને! તરત નિંદ્રા આવશે! તમારે તો જાણે નીંદરની ગોળીઓ ભેગી જ છે!'

સૌ ખડખડાટ હસી પડયા.

# ગુલાબનું ફૂલ

**અવનીશ** પોતાની વળવાળી લાકડી ફેરવતો ફેરવતો આજે દુર્ગાપ્રસાદને ત્યાં જતો હતો.

ડૉ. દુર્ગાપ્રસાદ જબ્બર વૈદશાસ્ત્રી ગણાતો. ભયંકર સ્થિતિમાં પડેલા મનુષ્યોને તેણે સાવધાન બનાવ્યાં હતાં. અને જો કે મૃત્યુ અનિવાર્ય છે એમ તે સ્વીકારતો, છતાં પ્રાણુતત્ત્વની પાછળ કોઈ અદ્ભુત અને ગૂઢ તત્ત્વ વિલસી રહ્યું છે એ વાત આવતાં, પોતાનાં નાકપરનાં ચશ્માં ઉતારી જરાક બાડી આંખે જોઈને એ બોલતો : 'હોય કદાચ, છતાં પ્રાણુતત્ત્વ પણ મેળવી શકાય તેવું તો હશે, વિજ્ઞાન એક દિવસ એ મેળવશે !'

અવનીશ એ વાતને હસીને ટેકો આપતો. અને પોતાની હમેશની તત્ત્વજ્ઞાનની વ્યાખ્યા મદદમાં ટાંકતો : 'Philosophy is Science teaching by experience' ફિલસૂફી એ પણ છેવટે તો જીવનના અનુભવનો પરિપાક છે. દુર્ગાપ્રસાદના ફળીમાં આ નાનું સરખું વિદ્યાવિનોદપ્રિય મંડળ હમેશાં મળતું. પાન ઉપર પાન ઉડાવતો

કવિ શંકર આવનારાઓમાં સૌથી પહેલો રહેતો.

સોપારીનો ભૂકો કરતાં કરતાં બહુ જ જોશથી એ બોલી ઊઠતો: 'અરે! ગમે તેમ હોય! પ્રાણતત્ત્વ મેળવ્યા પછી પણ વિજ્ઞાનને તો જે અંધારું રહેવાનું છે તે રહેવાનું જ છે! એક ગૂઢ તત્ત્વ તોપણ બાકી રહેશે!'

ઈરાવતી એમની આ વાતોમાં કાંઈ સમજતી નહિ. પણ કયારેક આ તત્ત્વજ્ઞાનીઓની ભાષાઓમાંથી શંકરના સરલ શબ્દો તેનું ધ્યાન ખેંચી રહેતા. એને મન તો એનો નાનો વિપિન જે કાંઈ સમજી ન શકે તે સઘળી વાત નકામી—નહિ તો ખપની તો ન જ હતી. એ તો માત્ર વહાલસોઈ માતા હતી. આ બધા તો પંડિતો હતા!

પરંતુ આજે દુર્ગાપ્રસાદના ફળીમાં આરામખુરશીઓ મુકાણી નથી. પાનની પેટી પણ આજે બહાર આવી નથી, ને દુર્ગાપ્રસાદ પોતાના દીવાનખંડમાં બેઠા બેઠા નાના વિપિનના ભાંગ્યા તૂટ્યા ને મંદવાડથી ક્ષીણ બનતા શબ્દો સાંભળે છે! આજે એ શબ્દો વળી દુર્ગાપ્રસાદને તત્ત્વજ્ઞાનની નવી જ બાજુ બતાવી રહ્યા છે! સામે ઈરાવતીનું ઝાંખું પડી ગયેલું મોં આશાભર્યું ઘડીમાં વિપિન તરફ ફરે છે, તો ઘડીમાં બારણા તરફ ચિંતા સહિત ફરે છે! પ્રોફેસર અવનીશ ને કવિવર શંકર આવવાના હતા ને તેમની સાથે નવો આવેલો પ્રખ્યાત ડૉક્ટર સુરેશ પણ આવનાર હતો.

સુરેશ આવ્યો. એણે વિપિનને દવા આપી. અને હમેશના રિવાજ પ્રમાણે પાછો ફર્યો. એના જ્ઞાન પ્રમાણે વિપિનને તાવ હતો, પરંતુ ભય ન હતો. સુરેશ જતો હતો ત્યારે વિપિન બોલ્યો:

'બાબુકાકા ! ગુલાબનું ફૂલ સુંઘાય ?'

'હા, હા, શા માટે નહિ ?' સુરેશ તો એટલું કહીને તરત જ રવાના થયો. નાનકડા બાળકની આ માગણીમાં કોઈને કાંઈ બીજી સમજણ પડી નહિ. એક પ્રકારનું વેન લાગ્યું.

પણ વિપિનનો એ સવાલ અને એનો આખો ઈતિહાસ ઈરાવતીને જાણે નવી જ રીતે સમજાયો હતો. દુર્ગાપ્રસાદ જરાક ચમકયો. બાકી તો એમાં કોઈને કાંઈ મહત્ત્વ લાગ્યું નહિ. લાગે તેવું હતું પણ નહિ.

વિપિને કૂળીમાં ગુલાબનો એક છોડ વાવ્યો હતો. અથવા ઈરાવતીએ વાવ્યો હતો ને વિપિન તથા ઈરાવતી તેને હમેશાં પાણી રેડતાં. એ વખતે વિપિન હમેશાં બોલતો: 'બા ! આનું ફૂલ સુંઘાય ? પેલું ફૂલ કોણ સુંઘશે ?'

ઈરાવતી વહાલથી જવાબ આપતી: 'પેલું ફૂલ તું સુંઘજે હો !'

આજે ગુલાબનું ફૂલ ખીલ્યું હતું: અને તેના તરફ વિપિનની દર્દભરી આંખ હતી. એના પ્રશ્નની પાછળનો આટલો સુંદર ઇતિહાસ ઈરાવતી જ વાંચે તેમ હતું. એટલે ઈરાવતી તરત જ બોલી: 'બેટા ! તારે ફૂલ સુંઘવું છે ? તને ગમે છે ? લે, હું લાવી દઉં !'

પોતાના શબ્દમાં આખી કલ્પના વાંચનાર પોતાની માતા તરફ બાળક હમેશના વહાલથી ફર્યો. પણ આજે હવે એનો સ્વર વધારે ક્ષીણ હતો.

'હા, બા ! પેલું ફૂલ સુંઘાય નાં ?'

'હા, બેટા ! હા. સુંઘાય, સુંઘાય. આપણે પછી

દેવને બીજું ચડાવશું !'

ઇરાવતી દોડતી દોડતી ફળીમાંથી ફૂલ લાવી. અને એણે વિપિનને એ આપ્યું. વિપિન એ ફૂલ લઈને જાણે શાંત નિદ્રામાં પડી ગયો !

[ ૨ ]

તે રાત્રે જરાક વરસાદ પડ્યો હતો. ઇરાવતીના ચોકીદાર નયન સિવાય આખું જગત ઘોરતું હતું. વિપિન ક્યારેક જાગતો હતો. અને વચ્ચે જાણે બોલતો હતોઃ 'બા ! ફૂલ કાં ? મારું ફૂલ છે કાં ?' અને પાછો ઘેનમાં પડી જતો હતો, તે રાતે બારના ટકોરા ઇરાવતીને વધારે ભયંકર લાગ્યા. છેટે એક ઘૂવડ બોલતું હતું. નેવામાંથી બાકી રહેલું પાણી રહી રહીને ટપકતું હતું. વિપિન એ વખતે જાગ્યો હોય તેવું લાગતું હતું !

ઇરાવતી એને ખુશ રાખવા યત્ન કરતી હતી, પણ વિપિન...જાણે કે ગુલાબને પાણી પાઈ રહ્યો હતો ! ગુલાબનું ફૂલ તોડી રહ્યો હતો ! અને એવી એવી અનેક રમતોમાં તલ્લીન બનતો જતો હતો. દુર્ગાપ્રસાદ જાગ્યો ત્યારે એણે જોયું કે આ તો ભયંકર સન્નિપાત હતો. ગુલાબના ફૂલ સાથે રમતા વિપિનનું તેજ ઝાંખુ પડતું જતું હતું.

વ્યગ્ર ચિત્તે એ આ જોઈ રહ્યો !

થોડીવાર પછી એ સન્નિપાત જ્વર વધતો જતો લાગ્યો.

વિપિનનો ચહેરો ધીમે ધીમે ફિક્કો પડતો હતો.

'બા ! તેં મને ફૂલ આપ્યું કાં ?' હજી ક્યારેક એ બોલી લેતો હતો અને ઇરાવતી છેક એની પાસે

મોં લાવી, 'હા, માડી! હા, બેટા! મેં આપ્યું છે હો! તને એ ગમે છે?' એમ ગળગળા કંઠે શબ્દો બોલતી હતી.

'બા, હા. જાણે જુદો જ ન પડું! આ ફૂલથી જાણે જુદો જ ન પડું!'

'ભલે, બાપુ! તું સાજો થા, ત્યારે આપણે ઘણાં ગુલાબ ઉતારશું હો!'

વિપિન જરાક ફિક્કું હસ્યો.

દુર્ગાપ્રસાદ ડૉક્ટરની દવા લેવા માટે બજાર ગયો હતો તે હવે એકદમ દવા લઈને આવી પહોંચ્યો હતો.

એણે વિપિનને જરાક દવા આપી. પણ અફસોસ! એ દવાનું પાણી એના મોં ઉપર જ રહી ગયું! એનું આછું સ્મિત તો હજી જાણે બોલું બોલું થઈ રહ્યું હતું! ઇરાવતીએ વિપિનના ચહેરા તરફ જોયું. આંખ મીંચાયલી હતી. સ્મિતની છેલ્લી નિશાની ત્યાં બેઠી હતી, પણ ચહેરો તદ્દન ફિક્કો પડી ગયો હતો!

'વિપિન! બેટા! જરાક દવા પી લે તો, જો તારા બાપુ લાવ્યા છે હો, બેટા!'

'બેટા! વિપિન!' દુર્ગાપ્રસાદ બોલ્યો. આજે પહેલવહેલો જ દર્દીની અવસ્થા પર આંસુ ભરી આંખે જોતાં એ શીખ્યો. આજ સુધી દરેક દર્દી એને મન હુંડી હતી. આજે જ દર્દીના દર્દે એના આત્માને પણ સ્પર્શ કર્યો હતો.

પણ વિપિન હવે પોતાનાં નયન ફેરવી ઇરાવતી સામે સ્મિત કરે તેમ ન હતો. કોઈએ સાદ પાડીને જાણે એને બોલાવી લીધો હતો. ત્યાંથી એ હવે બોલશે નહિ.

ઇરાવતીની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. દુર્ગા-

પ્રસાદ ત્યાં જ બેસી ગયો. બે ક્ષણમાં એ ઘર બાલકની મધુરી ભાષા વિનાનું બની ગયું.

દુર્ગાપ્રસાદના મનમાં એક ખટક રહી ગઈ. વિપિનના મૃત્યુને એણે અકસ્માત થયેલું માન્યું. તાવ ચડ્યો તે ઊતર્યો જ નહિ. સુરેશ હજી એ વાત સમજી શક્યો ન હતો. પણ આ વખતના તાવના ઘણે ઠેકાણે એવા કેસ નિવડ્યા હતા એટલો જ સંતોષ એના મનમાં હતો. પરંતુ તે દિવસથી દુર્ગાપ્રસાદનું ફળી કાંઈક ગંભીર બની ગયું. દીવાનખંડનું બારણું તો હવે ઈરાવતી બંધ જ રાખતી.

અવનીશ હવે વારંવાર કહેતો: 'પ્રાણુતત્ત્વ ઉપજાવાય એમ તો વિજ્ઞાન કહે છે, પણ કાંઈકની ખામી રહી જાય છે!'

'કાંઈક?' દુર્ગાપ્રસાદ બોલતો: 'અરે! ખરેખરું જે કાંઈક છે તે જ મળતું નથી એમ કહોને!'

'વૈજ્ઞાનિક ચોક્કસ નિયમો પ્રમાણે પ્રાણુતત્ત્વ ટકાવી શકાય. માત્ર એ વિષયમાં ભંગ ન થવો જોઈએ!' અવનીશ જવાબ વાળતો.

'પણ એ બધા વિષયોમાં હજી એક ઉમેરો બાકી રહે છે ને રહેશે જ!' શંકર પોતાનો મત જરૂર રજૂ કરતો.

દુર્ગાપ્રસાદ, બધું સાંભળી લીધા પછી અંતે નિઃશ્વાસ નાંખી બોલતો: 'છતાં લાગે છે કે પ્રાણુતત્ત્વ ટકાવવું મુશ્કેલ છે, પણ જ્યારે એનો એક જ ચોક્કસ નિયમ આવશે ત્યારે, પ્રાણુતત્ત્વ જેમ સમજી શકાય તેમ ટકાવી કેમ ન શકાય?' એ બોલતાં ઝાંખો પડતો. એ વૈજ્ઞાનિક નિયમ વહેલો જડ્યો હોત તો કદાચ વિપિનને પણ ટકાવી શકત!

આ વિદ્વાનો જ્યારે આવી ચર્ચા કરતા ત્યારે એક ઇરાવતી સાચાં આંસુથી વિપિનને સંભારી રહી હતી! આજે ઇરાવતીનું અશાન્ત મન દુર્ગાપ્રસાદ ને અવનીશની વાતમાંથી ખસી ગયું હતું. એને એક દિવસ યાદ આવ્યો હતો. એ જ દિવસ કે જે દિવસે એણે પહેલવહેલાં ગુલાબનો છોડ વાગ્યો હતો.

આજે પણ એ દિવસની પેઠે વરસાદના છાંટા આવીને ફળીમાં છબછબિયાં પાણી થયાં હતાં. રાત્રે જ્યારે સૌ શાંત બનીને સુવાની તૈયારીમાં હતાં, ત્યારે પણ ઇરાવતીનું ભમતું મન ને રખડતું નયન તો ફળીમાં જાણે એકી નજરે જોઈ રહ્યાં હતાં. કોને?

વિપિન . . . જાણે ત્યાં બારી પાસે ઊભો છે! એના ચહેરા પર એ જ છેલ્લું આછું સ્મિત છે! ઇરાવતી પોતાની બેઠક પરથી બેબાકળી ઊભી પણ થઈ ગઈ. ને પછી ભાન આવતાં પાછી પોતાની જાતે પથારીમાં પટકાઈ! અને છતાં બોલ્યા વિના તો રહી શકી નહિ.

'વિપિન! એ બેટા!'

ત્યાં કોણ સાંભળવાનું હતું?

અને છતાં ઇરાવતીની મનની માયામાં તો— ઓશરીમાંથી વિપિન ફળીમાં દોડતો હતો!

રે! માયા!

એક વખત તો એ ખરેખર ઘેલી જેવી ઊઠીને જાણે પાછળ દોડી. એનો સાદ ફાટી ગયો. હર્ષમાં, આશ્ચર્યમાં, ભયમાં એ સ્તબ્ધ બનતી બોલીઃ 'બેટા! વિપિન! ફૂલ તોડે છે? પાણી પાય છે?'

પોતાના જ સ્વરને એ કોઈકના માની રહી હતી ! અને પોતે જાણે કે નાના વિપિનને ત્યાં છબછબિયાં પાણીમાં રમતો, ગુલાબ તરફ જતો જોઈ રહી હતી ! ઈરાવતીની સમક્ષ આખો દેખાવ આવી ગયો હતો. આવો જ દેખાવ! આટલું જ પાણી ! તે દિવસે જ ગુલાબ વાવ્યો ! 'વિપિન એમ જ રમેલ' — તે ફરીને બોલી: 'બોલતો કેમ નથી ? બેટા !'

અને એણે જાણે પ્રત્યુત્તર પણ સાંભળ્યો: 'હું છું બા !'

ઈરાવતી હવે તો ફળીમાં જ દોડી. સામેથી એનો નોકર ફાનસ લઈને આવતો હતો. ઈરાવતીને જોઈને એ એના તરફ ગયો, પણ એને જોતી ન હોય તેમ, ઈરાવતી તો ગુલાબ પાસે ગઈ. વાદળમાંથી આછી રોશની આવી રહી હતી. ગુલાબની નીચે એક ફૂલ ખરી પડચું હતું. ઈરાવતીએ એ ઉપાડી લીધું ને જેમ આવી હતી તેમ જાણે ચાલી ગઈ !

[ ૩ ]

સવારે એ ફૂલ પોતાની પથારી પાસે જોઈને ઈરાવતીએ રામાને જ કહ્યું: 'રામા ! આ ફૂલ આંહીં ક્યાંથી ?' રામાને તો રાતે પોતે જોયું હતું તે યાદ આવ્યું, પણ તેણે વાત બીજી રીતે મૂકી.

'એ તો આજે બાબુસાહેબે દીવાનખંડ ખોલી... સાફસૂફી કરી, ત્યારે તમારી પેટીમાં એક વાસી ફૂલ હતું. તે કાલે ફેંકી દીધું હતું તે પડચું લાગે છે ! આપણા ગુલાબમાં તો હજી કળી પણ ક્યાં બેઠી છે ?'

'બાબુસાહેબે દીવાનખંડ સાફ કર્યો? ક્યારે કાલે?'

'હા.'

'અરે! પણ જો તો ખરો! આ તો ફૂલ તાજું જ છે!'

'એ તો રાતે વરસાદના છાંટા હતા ને!'

પણ ઇરાવતીને જાણે કાંઈક સાંભરતું લાગ્યું. તે ફાટી આંખે રામા તરફ જોઈ રહી. 'અલ્યા છોકરા! તેં જવાબ આપ્યો હતો?'

'શું બા?' રામાને તો નવાઈ લાગી. દુર્ગાપ્રસાદ જાગીને બહાર આવ્યો હતો.

'શું છે રામા?'

'સાહેબ! આ ફૂલ આપે ફેંકાવી દીધું તે છે નાં?'

'કયું ફૂલ?'

'આ!'

'હા, હા, એનું શું છે? એ ફૂલ તેં શા માટે સંઘર્યું છે? વિપિને એ સુંઘ્યું માટે સાચવવાથી શું ફળ?' વિપિનનું સુંઘેલું ફૂલ ઇરાવતીએ સુંદરસ્મરણ સાથે જાળવ્યું હતું. એ જ ફેંકાયલું ફૂલ એ પાછું વીણી લાવી હતી. પણ આવું પ્રફુલ્લિત કાં? ઇરાવતી બોલ્યા વિના જ ઘરમાં દોડી ગઈ. દીવાનખંડમાં જઈને એણે પોતાની પેટી ખોલી. ફૂલ ખરેખર ત્યાં ન હતું. એની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. દુર્ગાપ્રસાદ આવ્યો: 'શું છે?'

ઇરાવતીનો ચહેરો વિહ્વળ બન્યો હતો: 'આ ફૂલ!' દુર્ગાપ્રસાદે ફૂલ હાથમાં લીધું: 'હવે એમાં શું છે? ભેજથી જરાક ખીલ્યું છે! તું તે ઘેલાં શું કાઢે છે?'

દુર્ગાપ્રસાદ તો નિરાંતે બીજે દિવસે પણ સુઈ ગયો હતો, પણ ઈરાવતી જાગતી હતી. ફળી તરફ, ગુલાબ તરફ ને ગુલાબના ફૂલ તરફ જોઈ રહી હતી. ફૂલ જાણે આજે જ તોડયું હોય એમ હજી હસતું હતું !

ત્રીજે દિવસે પણ જ્યારે ગુલાબનું ફૂલ હજી એમ જ પ્રફુલ્લિત રહ્યું ત્યારે બધા પંડિતો એના તરફ જોઈ રહ્યા ! ફૂલ કેમ પ્રફુલ્લિત રહ્યું એ પ્રશ્ન હતો. ઈરાવતીની આંખમાં તો શ્રદ્ધાનાં આંસુ હતાં. અવનીશ ગંભીર વિચારમાં હતો. દુર્ગાપ્રસાદ બધી વસ્તુ જાણવા મથી રહ્યો હતો.

શંકરને એમાં કાંઈક અગમ્ય લાગતું હતું.

'આ જ ફૂલ ચોક્કસ? વિપિન પાસે છેવટે આ હતું એમ ?'

'ચોક્કસ, હતું તો આ જ. અને તે ઈરાવતીએ સાચવેલું !'

'હજી હવામાં ભેજ છે હો !' અવનીશે ટહુકાર કર્યો.

'છતાં બીજાં ફૂલો કરમાઈ જાય છે.' શંકરે કહ્યું.

અવનીશે ફૂલ હાથમાં લીધું. ફૂલ થોડુંક સંકોચાયું. તે વિજય પામતો હોય તેમ બોલ્યો: 'ભેજ! જોતાં નથી આ સંકોચાય ?'

એ વખતે ઈરાવતીએ દોડીને ફૂલ લઈ લીધું, જાણે ફૂલ હસતું હોય તેમ ખીલ્યું !

ઈરાવતીની આંખમાંથી દડદડ આંસુ સર્યાં: 'સાચું, તમારું સાચું! પણ મારે માટે તો આ જ મારો વિપિન ! અરે ! હજી તો કાલે રાતે જ મેં એને ફળીમાં રમતો જોયો હતો. અને એણે જ કહ્યું: 'હું છું બા !'

સૌ સાંભળી રહ્યા. ઇરાવતી તો પાછી પોતાના દીવાનખંડમાં ચાલી ગઈ. ઊઠતાં ઊઠતાં અવનીશે કહ્યું: ' માણસ-કરોળિયો પોતાનામાંથી વણે છે તેમ, પોતાની માન્યતાઓ પોતાનામાંથી પણ વણે છે. એનું આ ઉદાહરણ છે!'

' રામા!' દુર્ગાપ્રસાદે બૂમ પાડી:

' શું તું કહેતો'તો? રાતે બાઈ ક્યાં હતાં!'

' અરે! સા'બ! મને દેખ્યો, પણ દીઠો નહિ ને! ત્યાં ઊભાં'તાં ગુલાબના છોડ પાસે!'

' ઓહ...' અવનીશને જાણે વાત સ્પષ્ટ થઈ ગઈ હોય તેમ એણે અવાજ કર્યો:

' ઓહ... મેં હજારો નિશાચર — રાત્રે ઊંઘમાં ચાલનારાઓના કિસ્સા વાંચ્યા છે! ચલો...'

## એક જૂની પોથી

એ વખતે — આજથી થોડાં વરસો ઉપર હું સીમલામાં હતો. ત્યાં મને શોખમાં શોખ ' સેકન્ડ-હેન્ડ ' ચોપડીઓનો ! ગાડારસ્તા ઉપરની એક દૂરની દુકાનમાં હું વારંવાર જતો. ઘણી વખત મોટાં મોટાં પુસ્તકાલયોમાં ભાગ્યે જ જોવા મળે એવાં પુસ્તકો ત્યાં મળી જતાં !

ત્યાં મને એક દિવસ એક વિચિત્ર વસ્તુ મળી ગઈ. કોઈ એક હસ્તલિખિત પુસ્તકનો ભેટો થઈ ગયો. કોઈની નોંધપોથી હતી, પણ તેનાં આગલાં પાછલાં પત્તાં ઊડી ગયાં હતાં. બાકીના પત્તામાં કોઈકે સંભાળીને નોંધી લીધેલી એક હકીકત નીચે પ્રમાણે રજૂ થતી હતી. એ નોંધપોથીની જૂની હિંદીનો આ ગુજરાતી તરજૂમો છે. લખનારનું નામ, છાપ, સાલ કાંઈ મળેલ નથી.

*

"સવારે સાડાનવ વાગે હું ગયો ત્યારે તો ગામ આખામાં એક પ્રકારની સનસનાટી જાણે ફેલાઈ ગઈ હતી. એક બીજાના કાનમાં ઘુસપુસ વાત થઈ રહી હતી. શેઠ રાજધને મને કહ્યું કે, ભલે એને સાહેબની ઑફિસે તેડી

ગયા પણ એ સાધુરાજ કાંઈ ગાંજ્યા જાય તેવા નથી. ચીપીઓ પછાડીને ઊભા રહેશે. સાધુરાજનું નામ મેં સાંભળ્યું હતું, એટલે હકીકત મેળવવાના ઉદ્દેશથી હું એમની ઑફિસે ગયો. સરકારી એજંટના—બંગલાની બહાર ત્રણ ચાર ગુરખાઓનો પહેરો હતો, એટલે એકદમ અંદર પેસાય તેવું ન હતું. પણ મેં એક જણાને ઈશારત કરીને બોલાવ્યો. તે આવ્યો એટલે મેં કહ્યું કે સાધુરાજને આંહી લાવ્યા છે એ સાચું ?

તેણે કહ્યું, 'હા સાચું છે. ! વો સાધુ હૈ કે જાદુગર હૈ ? એની પાસે સોનું ક્યાંથી નીકળ્યું ?'

મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ સાધુરાજનો મુકામ જ્યારે જ્યારે આંહીં થતો, ત્યારે ગામમાં બે ચાર દી ધમાલ મચી રહેતી, એ મારો જાત અનુભવ હતો. એની ભેગાં પાંચ પચીસ ઘોડાં રહેતાં. હાથી રહેતા. નાગા બાવાનાં જૂથ રહેતાં. ભેગાં ગાડાં ચાલતાં. એક પાલખી રહેતી ને મોટા રાજવંશી ઠાઠમાઠથી દર વરસે એ આવતા. ધરાર સૌની પાસેથી દાણાદુણી લેતા. ગામમાં પણ એમના પ્રત્યે ભક્તિભાવ, ભય, પ્રીતિ, આકર્ષણ, વહેમ, આશંકા એવી એવી જુદી જુદી અનેક પ્રકારની લાગણીઓ પ્રવર્તતી.

હું ધીમે ધીમે, જેમ તેમ ચશમપોશી કરીને સાધુરાજને જ્યાં બેસાર્યા હતા ત્યાં ગયો.

એને આખે ડિલે ખાખ હતી. પીંગળી જટા હતી. એક લંગોટી માત્ર એણે પહેરી હતી. હાથમાં એણે મોટો ચીપીઓ રાખ્યો હતો. તેમાં બેસાડેલી કડીનો વારંવાર થતો અવાજ એને મન જાણે કે, પોતાના ગૌરવના ધ્વનિ

જેવો લાગતો હતો. ગમે તેમ પણ આ સાધુરાજમાં એક વસ્તુ સ્પષ્ટ હતી. એ કોઈનાથી લેવાયા વિના ત્યાં બેઠો હતો. લાલચ, ભય, ક્રોધ, આશા એમાંથી કાંઈ પણ એના મનમાં એ વખતે ન હતું. મેં ત્યાં જોયું તો એ જાણે કે કોઈકને મળવા આવ્યો હોય તેમ નહિ, પણ કૃપા કરવા આવ્યો હોય તેમ, બેઠો હતો.

બીજું કાંઈ નહિ, જ્યાં આ ગોરાને મોટા મોટા જમીનદાર નવાબો, છટાથી સલામ કેમ ભરાય એવું એવું શીખવા માટે, રાતદિવસ બિચારા શિક્ષણ લેતા હતા, ત્યાં આવા એક અણઘડ કહેવાય તેવા અણઘણુ બાવાને, આવી ગૌરવભરેલી સ્થિતિમાં બેઠેલો જોવો, એ જ મારે મન તો ઘણું હતું.

થોડીવાર થઈ ને બારણું ઉઘડ્યું. પહેલો કોઈ દેશી પોલીસ અમલદાર નીકળ્યો. ગુરખો લાગ્યો. એની પાછળ ગોરો સાહેબ આવ્યો.

મને કોઈ દેખે નહિ માટે હું એક તરફ સાવ ખૂણામાં ભરાઈ બેઠો, પહેલાં પેલા ગુરખા અમલદારે પૂછ્યું: 'મહારાજજી! યે સોનેકી લગડી આપ કી હે?'

'હાં, ક્યું?' સાધુરાજના જવાબમાં એ જ શાંતિ ને ગૌરવ હતાં. એને મન આ સવાલનું કાંઈ મહત્ત્વ લાગ્યું નહિ.

'તો સાહેબ પૂછે છે એ લાવ્યા ક્યાંથી?'

'ક્યું?'

'સરકારનું કામ છે દેખભાળ કરવાનું. તમે આ ક્યાંથી લાવ્યા?'

'કોઈ જગો સેં, ઔર કહાંસે, લાનેકી જરૂરિયાત હમકુ ક્યા હૈ? હમ ખુદ બના સકતા હૈ!'

પેલા બંને અમલદારો તો છક્ક થઈ ગયા. તે એકદમ એમ માને તેવા ન હતા. મેં લોકવાયકામાં સાંભળ્યું હતું કે આ સાધુરાજની પાસે કાંઈક કરામત છે. પણ એવી ગામકથા ઉપર વિશ્વાસ રાખવા જેટલો હું મૂર્ખ ન હતો. પણ આંહી તો આ સાધુરાજ પોતે જ એ વાત કબૂલ કરતા હતા.

'તુમ ખુદ, યે બના સકતે હો?'

'ક્યું નહિ? ઇસમેં કોઈ બડી કરામત ચઈતી હય?'

પેલો અંગ્રેજ હવે આગળ આવ્યો: 'મહારાજજી! તુમ જાનતે હો કે તુમ સરકારકે ગુનાગાર હો!'

'હાં, ક્યું નહિ? ગુનાગાર તો વો હી લોક હય, જો સોના બેચતે હૈં. હમ તો જરૂર પડને પર બના લેતે હૈં, જૈસે હમ બાટી બનાતે હૈં વૈસે સોના બનાતે. ઇસમે ગુના કીધર હૈ!'

'અરે! મહારાજજી! તમે તો નાખી દેવાની વાત કરો છો. બાટી બનાવવી ને સોનું બનાવવું—એ સરખી વાત છે એમ? આવી વાત માનશે કોણ?'

સાધુરાજનો જવાબ એટલો જ શાંત હતો, 'ક્યું નહિ? જો વાત તુમકું સમજમેં નહિ આતી, ઉસમેં ભી તુમારી દખલ? હર બાતમેં તુમ સ્યાને, હમ નીરે મૂરખ! યહ બાત ઠીક નહીં જચતી. તુમ લોક તલવાર, બંદૂક, મારામારી, ખૂનામરકી, પિશાચી કામ, ગુન્હેગારી, ઇસ મેં હોશિયાર હો. હમ યે કામમેં. તુમકુ ઇસમેં અચરજ કિસ

બાતકી હોતી હય ?'

વાત તો સાધુરાજની બરાબર હતી. પણ જે જોયું નથી એ મનમાં કેમ ઊતરે ? એટલામાં પેલા ગોરાએ જ પૂછ્યું: 'શી રીતે તમે બનાવો છો ? અમને પણ બતાવો !'

'ગોરાલોગ ! યે તુમેરા કામ નહિ. યે કામ વિષપાન કા હય ! ભગવાન શંકર કે વહાં કુબેર ધનપતિ રહેતે હય — મગર વો શંકર વિષપાન કા સ્વામી હય — તુમ વિષપાન કર સકતે હો ?'

'વિષપાન ?'

સાધુરાજે તરત પોતાની જટા છોડી. એમાં કુંડાળું વળીને બેઠેલો એક ભયંકર ઝેરી વીંછી હતો. સાધુએ પોતાની જીભ કાઢી. વીંછીએ તરત ડંખ માર્યો. વીંછીને પાછો જટામાં સંકેલી એણે મૂકી દીધો. 'યે વિષપાન હય, સમજમેં આયા ? તુમ યે કર સકતે હો ?'

સાધુને હમણાં ચક્કર આવશે ને એ જઈ પડશે નીચો; એ બીકથી બન્ને પોલીસ ઑફિસરો જરાક વ્યગ્ર દેખાયા, પણ સાધુરાજ તો હતા તેવા જ બેઠા હતા !

પણ પેલા એમ લેવાય તેમ ન હતા.

'સાધુમહારાજ ! આ બધી જાદુગરી જવા દો. અને આ સોનું તમે બનાવતા હો, તો શી રીતે બનાવો છો, શા માટે બનાવો છો, ને એ ગુનેગારી કૃત્ય માટે તમારો શું જવાબ છે એ કહો.'

સાધુરાજ હવે ખુરશી ઉપરથી બેઠા થઈ ગયા. તેના ચહેરામાં એક પ્રકારનું અનેરું તેજ આવ્યું. તેણે ગૌરવથી, શાંત, દૃઢ, પણ કડક અવાજમાં કહ્યું: 'તમે લોકો જે

માંસાહારી છો, મ્લેચ્છ છો, વચનભંગી, અવિશ્વાસુ ને ને દગાખોર છો, અમારી સંસ્કૃતિ સમજવાનું કામ તમારું નથી. તમને એમાં કાંઈ સમજાવાનું પણ નથી. તમે રોફ માર્યા કરો છો, પણ તમારી શક્તિને પણ મર્યાદા છે. અમને પરંપરાથી અમુક વસ્તુ મળી છે. અમે એ જાળવી છે. અમારે મન માટી બનાવવી ને સોનું બનાવવું એ સરખું છે!'

'પણ શા રીતે?'

સાધુરાજે પોતાની પાસે એક પોટલી જેવું હતું તે કાઢ્યું: 'લ્યો આ!'

'શું છે?'

'સોમલ!'

'હેં!?'

'તમને કહ્યું નહિ, વિષપાન કરવાની તાકાત આવે, વિષ પચાવવાની તાકાત આવે, ત્યારે આ વસ્તુ સિદ્ધ થાય છે. લ્યો, આ ખાવા મંડો!'

પેલા બન્ને સંભ્રાન્ત બનીને જોતા જ રહ્યા.

'કયું? તમારી પાસે જે ચીજ છે, તોપ, બંદૂક, ખુનામરકી, ખૂન, હિંસાખોરી–એમાં તમારી પ્રવીણતાની તોલે કોઈ આવી શકે છે? કેમ નહિ? તમને દૂધમાં એ મળી છે. અમને દૂધમાં આ વસ્તુ મળી છે. આમાં તમને નવાઈ લાગે છે, એની મને નવાઈ લાગે છે. હવે જુઓ, આ સોમલ, તમારા દેખતાં જ હું . . . "

*

આંહીથી પેલી ચોપડીનાં પાનાં ઊડી ગયાં છે. મેં

એ પાનાં મેળવવા ઘણો પ્રયત્ન કર્યો પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. પણ આ સોમલના ઝેરને—અને સોનાને શું સંબંધ હોઈ શકે એ હજી સુધી મને સમજાયું નથી. ત્યાર પછી મેં ઘણાને એ વિષે પૂછ્યું, પણ એનો કાંઈ સંતોષકારક ખુલાસો હજી મળ્યો નથી.

પણ એ ગમે તેમ હોય, હું તો આ જુનવાણી વાતને વધુ જાણવા માટે ત્યાર પછી, દિવસો સુધી, સીમલાના મહોલ્લામાં, બૂકસેલરની દુકાને દુકાને ભટક્યો, પણ આ એક જૂની પોથીનાં અધૂરાં પાનાં સિવાય બીજું કાંઈ જ કોઈ દિવસ મને મળ્યું નહિ!

## આત્મનો પ્રકાશ આજ, દૂર દૂર દૂર થાય

પ્રોફેસર અરવિંદકુમારનો, એમ.એ. માં ઐચ્છિક વિષય તત્ત્વજ્ઞાનનો હતો. અરવિંદ મૂળ રહેવાશી ગામડાનો અને હજી જ્યારે ' વેકેશન'માં એ પોતાના નાના ગામમાં જતો, ત્યારે વૃદ્ધ ધનબાઈ પોતાના આ જૂની પિછાનવાળા પડોશીના ' મોટા છોકરાને ' મળવા આવતાં. લાકડીના ટેકાથી ધીમે ધીમે, આંખ આડે જરા હાથ દઈ, સ્નેહના ઉલ્લાસમાં આવતી એની મૂર્તિ તરફ અરવિંદ ક્યારેક તો લક્ષ આપીને જોતો પણ નહીં. તારા તરત જ ઘરમાંથી બહાર આવતી, અને ' આવો માજી ' કહી સ્નેહથી આવેલા વૃદ્ધ હૃદયને સત્કાર આપતી. આ જૂના રીતરિવાજમાં પ્રોફેસરને જ્ઞાનની ખોટ લાગતી, અને તેથી એ ક્યારેક ડોશીને જવાબ આપતા, અને ક્યારેક ' હેગલ ' અને ' કેન્ટ 'ના પ્રશ્નો ઉકેલવામાં ગુંથાયલું મગજ એટલો વિવેક પણ ભૂલી જતું ! ધનબાઈનું ભોળું હૃદય ' દીકરો બહુ મોટો થયો ' એમ માની સંતોષ પામતું.

અરવિંદ પોતાની બાલ્યાવસ્થામાં કલ્યાણ પટેલની વાડીએ રમવા જતો. ક્યારેક નિશાળના બધા ' ચોર ' ભેગા થઈ, એ આખા ખેતરમાં બોર વીણતા, વાડીની

પીપર ઉપર ચડતા, અને સાંજના મોડેથી ઘેર જઈ, લોથપોથ થઈ સુઈ જતા. પરંતુ જો બીજે દિવસે રવિવાર હોય, તો તો રાત પણ કલ્યાણ પટેલની વાડીમાં ગાળવાના ! એ સમય બહુ આનંદનો હતો. મધુર સંસ્મરણોના જૂના ઇતિહાસમાં એની પ્રિય જીવનસખી તારાનો બાલપણનો ઇતિહાસ મિશ્રણ પામી ભૂતકાળના એક મધુર ચિત્ર જેવો એમની દષ્ટિ સમીપ ખડો થતો. ભૂતકાળ પર વિચાર કરતાં, પ્રોફેસર ક્યારેક આનંદમય કરુણરસ અનુભવતા; છતાં એના કડક મગજમાં એક વાત આવી ગઈ હતી, અને તે એ કે, જગત પરના કોઈ કરુણ દશ્ય તરફ એની સહાનુભૂતિ હતી નહીં. બુદ્ધિની કરતા જેવી એ માનસિક સ્થિતિ હતી.

તત્ત્વજ્ઞાનના ઊંચા શિખર ઉપરથી જોતાં રસની સર્વ કૃતિમાં થોડે ઘણે અંશે અજ્ઞાન વ્યાપેલું એમને જણાતું. એક સમય પ્રોફેસર અરવિંદ પોતાની પ્રિય પત્ની સાથે, કલ્યાણ પટેલની વાડી તરફ ફરવા ગયા હતા. તારાનું પણ એ પરમ પ્રિય સ્થાન હતું. પરિચિત સ્થળની જૂની યાદીમાં બીજાં અનેક મધુર સ્મરણો ભર્યાં હતાં. એક વખત અરવિંદ સાથે એ અહીંઆં નાહવા આવી હતી; ત્યારે એની મા સાથે હતી. બાલ્યાવસ્થાનું આખું મધુર ચિત્ર એની કલ્પનામાં ખડું થયું. એ ઘડીભર ભૂતકાળના જૂના ઇતિહાસમાં વિલીન થઈ ગઈ. મનમાં ને મનમાં બોલી રહી:

સખિયનની સહુ મીઠી યાદ,
માતાપિતા સ્વજનનો સાદ,
વિદેશી વહાલાંની સાન
બાલપણાની જૂની પિછાન.

તે વખતે સખીમંડળમાં પોતે અગ્રભાગ લઈને ગવરાવેલી લીટીઓ એને યાદ આવી. અને જૂના ઇતિહાસનાં આ સર્વ પાત્રો પર સમયનો પ્રભાવ ફરી વળેલો જોઈ, ઘડીભર, કોઈ ઉત્તમ કવિ, પોતાના, અતિ સુંદર ક્ષણમાં જ મેળવી શકે, એવા કરુણ રસના મંથનમાં એ પડી. કેટલીક સખીઓને તો આ જડ જેવા જણાતા ઝાડ નીચે જાણે કે એ ગઈ કાલે જ મળી હતી.

માનસિક વ્યાપારમાં પ્રસંગોની વચ્ચે સમયનું અંતર હોય છતાં રસની સમાનતાને લીધે, વિદ્યુત્ વેગથી, પ્રસંગો એકી સાથે બન્યા હોય તેમ જ ખડા થઈ જાય છે. એનું હૃદયનું મંથન અને રસનું ડોલન વધે છે, અને મનુષ્યને આવું ચિત્ર શબ્દમાં આલેખવાનો અભ્યાસ હોય, તો ઉત્તમ પ્રતિનું કાવ્ય પણ બની શકે! તારા અત્યારે બાલ્યાવસ્થાના એ સમયને જાણે સંભારી રહી હતી. અને તે પ્રસંગમાં છેક હમણાં જ બનેલો, પોતાના પ્રિય અનિલના મૃત્યુનો પ્રસંગ કાંઈક વિચિત્ર ઘટનાથી જોડાઈ ગયો! એનો માનસિક વ્યાપાર એક રસમય થઈ ગયો. આ સર્વ દૃશ્યો પર તત્ત્વજ્ઞાનની ગંભીર દૃષ્ટિ ફેરવનાર પ્રિયતમનો આશ્રય લેતી હોય તેમ, આ પ્રસંગને સંબોધીને એનાથી બોલાઈ જવાયું:

'ઓ પ્રિયતમ! આત્મનો પ્રકાશ આજ, દૂર દૂર દૂર થાય!'

રસની યોગ્યતા સ્વીકારવાનો વિવેક ઘણી વખત જ્ઞાનમાં નથી હોતો. પ્રોફેસર અરવિંદને આ હૃદયમંથન, રસનું ડોલન અને તેથી થયેલો શબ્દનો સહજ સંગીત–

વ્યાપાર એ જેને ' Sentimentalism ' લાગણીનો અતિરેક કહે છે તેના જેવું લાગ્યું; એમાં જ્ઞાનની વિશાળ અને વ્યાપક બુદ્ધિ નથી, અને તેથી જ્યાં વસ્તુતઃ તત્ત્વ-જ્ઞાનની દૃષ્ટિથી કાંઈ નથી, ત્યાં ' કંઈક ' ખડું કરીને કલ્પ-નામય રુદન કરવાનો આ વ્યવહાર મનુષ્યને પ્રગતિ અને અને પ્રવૃતિ માટે નાલાયક બનાવે છે.

અરવિંદકુમાર તારા તરફ ફર્યો: તારાના નયનમાં હજી આંસુની છાયા હતી; અને સર્વ દૃશ્ય તરફ એ કરુણમય બનીને જાણે કે જોઈ રહી હતી. પ્રૉફેસરના ચહેરા પર ખરા તત્ત્વજ્ઞાની-ને શોભે તેવી કરુણામય સહાનુભૂતિ, આશ્ચર્ય, આનંદ, કે નિસ્પૃહતા ન હતાં; એમાં જ્ઞાનનો ગર્વ હતો. વસ્તુસ્થિતિ સમજવાની શક્તિ જ્ઞાનમાં નથી; કરુણામય સહાનુભૂતિમાં છે. રોષથી તો નહીં પરંતુ રસ વિનાના શુષ્ક ઉપદેશનાં બળથી એણે કહ્યું; ' તારા પ્રગતિ અને પ્રવૃત્તિની વચ્ચે આવી રસભ્રમણા આવે એ મનુષ્યત્વને માટે લજ્જાસ્પદ છે. "

' ઓ પ્રિયતમ ! ' — તારાનું જીવન મધુર કાવ્યમય બન્યું હતું, અને તેથી અત્યારે દર્દમય અવસ્થામાં હતી.– ' તમારું તત્ત્વજ્ઞાન અત્યારે અસર નહીં કરે ! અનિલનો કલ્પનામાં આબેહુબ દૃશ્ય થતો ચહેરો જ્ઞાનના હજારો મણના બોજાથી પણ જોઈ શકાય તેવું નથી ! શોધ કરવી–પ્રવૃત્તિ કરવી એ મગજનો વિષય છે, પરંતુ દરેક પ્રવૃત્તિને પ્રગતિ બનાવનાર તો માત્ર હૃદય જ છે '

' કોણે આ તને કહ્યું ? આપણે ઊંડીને તત્ત્વજ્ઞાન ઉપર અવિશ્વાસ કરશું ! ગમે તેમ પણ ગામડાના વાતાવરણમાં

એક પ્રકારનું જડત્વ છે!'

'અને આ નિર્દોષ જડત્વ કરતાં તમારું શહેરનું પ્રવૃત્તિમય જડત્વ વધારે સારું એમ? અને તત્ત્વજ્ઞાન દરેક પ્રવૃત્તિને પ્રગતિ માને છે? માફ કરજો, મને એમ સમજાય છે, કે મનુષ્ય દાક્તર થાય, પ્રવૃત્તિ કરે, વિજ્ઞાનમાં વધે, અને પોતાની શક્તિથી તદ્દન નવીન ઉપચાર પદ્ધતિ શોધી કાઢે, એ જાણે કે એની પ્રવૃત્તિ થઈ. પછી એના ગામમાં પ્લેગ આવે, અને એ પ્રવૃત્તિમાં, સમાજના તદ્દન નિરાધાર વર્ગ માટે, એ જ્ઞાનનો કાંઈ હિસ્સો સમર્પણ ન કરી શકે, તો અલબત એ પ્રવૃત્તિ કરે છે, પરંતુ પ્રગતિ નહીં.'

પ્રોફેસરનું માથું ધૂણ્યું: 'હં, વાત સાચી છે; પણ ગરીબને ગરીબ રહેવાનો શો હક્ક?'

'એ તમારા તર્કમાં મારે નથી ઊતરવું; પણ એક શ્રીમંત ત્યારે જ થાય છે જ્યારે બીજા હજાર ગરીબ થાય.'

'નહીં, કુદરતની ગુપ્ત શક્તિ પર કાબૂ મેળવો. બે ગરીબ ને એક શ્રીમંત થાય એ કરતાં ત્રણે શ્રીમંત થાય.'

'મગજના એ સર્વધર્મ બજાવ્યા પછી મનુષ્યત્વનો વિકાસ કરવા હૃદયનો ધર્મ અવશેષ રહેવાનો જ.'

અરવિંદ કાંઈ બોલ્યો નહીં. એ પોતાની વળવાળી લાકડી ફેરવતો ઘર તરફ ચાલ્યો.

*

આ વાતને ઘણા દિવસ વીતી ગયા છે. પ્રો૦ અરવિંદ પોતાના હમેશના કાર્યમાં જોડાયો છે; એનો સંસાર સુખરૂપ ચાલે છે; અને એ વારંવાર વેકેશનમાં ગામડાની મુલાકાત પણ એના શુષ્ક પ્રેક્ષક લેખે લે છે.

એક વખત એવી રીતે ગામડામાં દિવસો પસાર કરતો હતો. દિન પ્રતિદિન સામાન્ય મનુષ્ય સાથે ઘડીભર રણક્ષેત્રમાં ઉતરવાને બદલે, એનું ઉડ્ડયન જ્ઞાનના અતિ ભવ્ય પ્રદેશ તરફ થતું હતું. તારાદેવીને એ સમય ભયંકર વ્યાધિ લાગુ પડયો હતો. એનું શરીર ક્ષીણ થતું હતું. પ્રોફેસર આ દશ્ય તરફ ચિંતા સહિત પરંતુ જ્ઞાનના કાંઈક ગર્વથી જોઈ રહેતા. એને નિર્લેપ રહેવું હતું, અને સ્નેહના અમૃતસિંચનને બંધન કહેવાની વિરક્ત પુરુષોની જે અંધ ભવ્ય અવસ્થા છે, તે એને જોઈતી હતી. ધનબાઈ વારંવાર ત્યાં આવતાં, અને વૃદ્ધ ડોશી પોતાનો ભૂત સમયનો સ્નેહ-પ્રદેશ સંભારી, અરવિંદકુમારના એટલા જ સુંદર માની લીધેલા સ્નેહજીવનને આ 'ઘા' બહુ દુઃખ ન આપે માટે વારંવાર કથાગોષ્ટી કરતાં. બે ત્રણ વર્ષ એમ ચાલ્યાં ગયાં.

તારાદેવીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો હતો; એની મધુર અને કાલી ભાષામાં ઉત્તમ કાવ્યના જેવું હૃદયમંથન કરવાનું સહજ સામર્થ્ય ક્યાંથી આવ્યું, એ પ્રશ્ન પર એક દિવસ અરવિંદ વિચાર કરતો હતો; એ હજી પોતાના જ્ઞાન-પ્રદેશમાં જ હતો; અને તેથી અનુભવ વિના ન સમજાય એવી રસની કૃતિનો આ પ્રશ્ન તેને અતિ ગૂઢ થઈ પડયો હતો. એ સમયે એનો નાનો પુત્ર પોતાની નાની પગલી પાડતો ઘરમાં આવ્યો. એના નિર્દોષ ચહેરા પર પણ ચિંતાની જરાક છાયા હતી. અરવિંદનું ધ્યાન હજી એના પર પડયું નહીં. પોતાની નાની આંગળી બીજા ઘરના દ્વાર તરફ રાખી, એણે મોટેથી કાંઈક કહ્યું.

એના બાલહૃદયમાં આ ચિંતાને વ્યક્ત કરનારી ભાષા

હજી આવી શકતી ન હતી, પણ એના તદ્દન નિર્દોષ ચહેરા પર જાણે અકસ્માત બન્યો હોય એવી ગભરાટની છાયા હતી. અરવિંદે સામે જોયું કે તરત જ તે તેની પાસે ગયો. તેની આંગળી ખેંચી તેને પાસેના ઘરમાં લઈ ગયો. તારાએ એ વખતે ભયંકર વ્યાધિથી આંખ મીંચી હતી. પગરવ સાંભળી તેણે આંખ ખોલી. વ્યાધિ ભયંકર હતો. ડૉક્ટરને તેડવા માણસ મોકલ્યું, પરંતુ તે પહેલાં વ્યાધિ પોતાનું છેલ્લું સામર્થ્ય દેખાડવા વધારે ભયંકર સ્વરૂપે પ્રગટ થયો. ઘડીભર તો અરવિંદને લાગ્યું, કે તારા ગઈ! અરવિંદના ચહેરા તરફ, અતિ કરુણ નયનથી નાનો બાળક જોઈ રહેતો હતો, એવું જાણવા કે, આ સ્થિતિ ઉપર પોતાનાથી સમજાય એવી કોઈ ભાષા પ્રોફેસર બોલે છે કે નહીં!

અરવિંદે ત્યારે જીવનમાં પહેલવહેલો કરુણરસ અનુભવ્યો; તરત જ એના નયનમાં પણ આંસુ આવી ગયાં; એનાથી પણ મોટેથી બોલાઈ ગયું; એ જ વાક્ય કે જે તારાદેવી બોલતી હતી, ત્યારે એ સમજી પણ શક્યો નહીં હતો; 'આત્મનો પ્રકાશ આજ, દૂર દૂર દૂર થાય.'

હૃદયના આ ડોલનનો પ્રતિધ્વનિ પેલો શિશુ પણ પોતાની કાલી ભાષામાં આપી રહ્યો હતો:

'દૂ-અ-અ દૂ-અ-અ.

દાકતર આવ્યો. તારાને શાંતિ થઈ પણ જે પ્રશ્નને ઉકેલવા—શબ્દમાં કરુણામય સામર્થ્ય ક્યાંથી આવ્યું—અરવિંદ માનસશાસ્ત્રના નિયમોનું સૂક્ષ્મ અવલોકન કરતો હતો, તે પ્રશ્ન આજ આમ અચાનક સ્પષ્ટ થયો.

સામર્થ્ય હૃદયમાં છે, શુષ્ક જ્ઞાનમાં નહીં.

# વિચિત્ર અકસ્માત

એ અદ્ભુત કલાસિદ્ધિઓના સ્વામીના આ અકસ્માતી મેળાપે, પહેલવહેલાં તો મને, સ્તબ્ધ જ કરી દીધો.

ચિત્રાનંદ વિષે હું આટલું જાણતો હતો કે એણે દોરેલી છબી-એ એટલી તો આબેહૂબ હોય કે ખુદ જેની છબી હોય તે પોતે, ઘણી વખત, છબીમાંના માનવને, પોતાનું દર્પણમાં પડેલું પ્રતિબિંબ છે એમ માનીને, જોવા ઊભા રહેતા! છબીકાર ચિત્રાનંદ એટલે છબીકલાની ટોચ!

ચિત્રાનંદની આ સિદ્ધિ હતી, તો આજના મારા અકસ્માત આવી ચડેલા, ઉજ્જેનના મહેમાન, ગોપાલસ્વામી વિષે, મેં એમ સાંભળ્યું હતું કે એમની પાસે પળેપળ ને નક્ષત્રેનક્ષત્રની, જાણી કે રજેરજ માહિતી ઊભી રહેતી! ને એ ઉપરાંત એ ભિષગ્વર હતો — પણ અદ્ભુત.

આ જમાનામાં, આ આપણો જમાનો આત્મિક પંગુઓનો છે, એમ માનવું, એ કોઈનાથી બની શકે તેમ ન હતું. એટલે હું પણ માનતો કે ઠીક છે, ગોપાલસ્વામી, જરા ધન

મકર કુંભ કરે છે તો શેર બાજરી ફૂટી ખાય છે. ને પારદ ગંધક ફૂટે છે તો દૂધ ઘી મેળવે છે. ગોપાલસ્વામીનો એનાથી વધુ પરિચય મને ન હતો.

ચિત્રાનંદે પોતાની પાસેનો એક માનવમાપનો મોટો તખ્તો કાઢીને ત્યાં મૂક્યો હતો. એ પોતાની વાર્ષિક પ્રવાસી યોજનામાં નીકળ્યો હતો. મારો તો એ જૂનો મિત્ર હતો. પણ એનો હાથ આવી અજબ કારીગરી કરી શકે છે એ તો મેં પણ આજે પહેલવહેલાં જ અનુભવ્યું !

અમે તો સૌ છબી જોઈજ રહ્યા. આશરે વીસ—બાવીસ વર્ષની કોઈ સુંદરીને ચિત્રાનંદે ત્યાં સજીવારોપણ કરી મૂકી હતી ! આંખ, નાક, કાન, રંગ, અરે, રોમાંચકારી લાગણીનો અનુભવ પણ, જાણે કે એણે એમાં મૂક્યો હતો !

ગોપાલસ્વામી બહુ ધ્યાનથી છબી સામે જોઈ રહ્યા હતા. તેમણે અચાનક પૂછ્યું: 'આ છબી પ્રમાણેજ આ બાઈ છે ?'

હું પ્રત્યુત્તરમાં હસી પડયો: 'ચિત્રાનંદ જે છબી દોરે છે—એમાં વધારે તો શું કહું ? તમને, જે તલ જ્યાં હોય તે તલ પણ ત્યાં દેખાય છે. વધારે તો શું કહું !'

'દેખાય છે. પણ . . . આ એમની કારીગરી નથી. કલા પણ નથી.'

'ત્યારે શું છે ?' મને જરાક મહેમાનને ઉધડા લેવાનું મન થયું કે મહેરબાન ! તમે ભાંગરો વાટવાવાળા કલા કારીગરીમાં સમજો શું ? પણ એ અતિથિ હતા એટલે હું શાંત રહ્યો.

'ત્યારે શું છે ?' ગોપાલસ્વામીને મેં ફરીને પ્રશ્ન કર્યો.

ગોપાલસ્વામી જરાક હસ્યો. પછી તે ધીમેથી બોલ્યો. 'તમને કદાચ એ નહિ સમજાય !'

'પણ તો તમે સમજાવોને !'

'આ ભાઈ—શું એનું નામ ?'

'ચિત્રાનંદ !'

'ત્યારે ચિત્રાનંદજી પાસે હવે કારીગરી નથી રહી. કલા પણ નથી રહી. હવે એમની પાસે જે વસ્તુ છે એ અમે જેને સિદ્ધિ કહીએ છીએ—એ સિદ્ધિ છે, કલા કારીગરીથી પર. તમે એને શું કહો છો એ મને ખબર નથી.'

'સિદ્ધિ ? એ શું ?'

'ઉપાસના કરતાં કરતાં, માણસ એમાં એટલી તલ્લીનતા સેવે, કે એ પોતે જાણે કે સમજે, કે માને, એના કરતાં કાંઈક વધુ — એમાં સહજ જ હોય — એનું નામ સિદ્ધિ. પણ એ વાત જવા દઈએ. આપણા જમાનાને પાછું એકડે એકથી કરે ત્યારે એ બધું સમજાય તેવું છે. પણ ચિત્રાનંદજી ! તમારી પાસે અદ્દભુત વસ્તુ છે. તમે આ છબીમાં, એના જીવનની તમામે તમામ વસ્તુ મૂકી છે ! અને . . .' ગોપાલસ્વામી બોલતાં બોલતાં અચાનક અટકી ગયો.

'કેમ અટકયા ? અમારે સાંભળવું છે તમારું !'

'બસ, બીજું કાંઈ કહેવા જેવું નથી ! ચિત્રાનંદજીએ છબી અદ્દભુત દોરી છે !'

[ ૨ ]

એ વખતે તો ગોપાલ વધુ કાંઈ બોલશે તેમ લાગ્યું નહિ. જમી કારવીને પાછા સૌ ગામગપાટે ચડયા. ચિત્રા-

નંદજીને જવાનું હતું. ગાડી બહાર આવીને ઊભી હતી. એમણે પોતાના નાના શિશુને જાણે લપેટતા હોય તેમ, છબીને લપેટવા માંડી. કપડાં મંગાવ્યાં. કાગળ મંગાવ્યા ને બહુ જ સંભાળથી એને રક્ષણ આપવા માંડયા!

અચાનક ગોપાલસ્વામી હસી પડયા!

'કેમ? કેમ હસવું આવ્યું?'

'એ તો જાણે તમારી દીકરી હોય — એટલી તમે સંભાળ લ્યો છો!'

'દીકરીથી પણ વધુ છે!' ચિત્રાનંદે કહ્યું: 'એમાંથી તો મને અમરકીર્તિ મળશે!'

'તમારી કોઈ સગી છે?'

'ના, ના, પડોશમાં રહે છે. મને એમાં સુંદરતાની અવધિ લાગી — ને મેં એને ઉતારી લીધી!'

'સામે બેસારીને કાં?'

'હાસ્તો!'

'ખરેખર, અદ્ભુત છે... પણ... ચાલો ગાડીવાળો આવતો લાગે છે!'

હવે હું રહી શકયો નહિ: 'ગોપાલસ્વામી! આ ચિત્રાનંદજી તો જાય છે. તમે પણ જવાના છો. પાછી કોને ખબર છે, આપણી આ ત્રિપુટી કયારે મળશે? તમે તે પહેલાં પણ કાંઈક બોલવાના હતા ને રહી ગયા હતા. અત્યારે પણ શબ્દ ખાઈ ગયા. તો હવે એ જાય છે — ત્યારે તો બોલી નાખો! તમારે આ છબી વિષે જ કાંઈક કહેવું છે!'

ગોપાલસ્વામી મારી સામે જોઈ રહ્યો. પછી એ ધીમેથી મક્કમ અવાજે બોલ્યો: 'મેં તમને કહ્યું નહિ,

ચિત્રાનંદજી પાસે સિદ્ધિ છે — એમાં બધું આવી ગયું !'

'હા પણ ભાઈ, અમે રહ્યા સામાન્ય કોટિના, એમાં અમને કાંઈ સમજણ નથી પડતી ! ચોખ્ખી વાત કરો તો ખબર પડે નાં ?'

'સિદ્ધિનો અર્થ એ કે, તમે ન દેખો — એવું એમાં એ દેખે; અને પોતે ન દેખે, એવું એમાં હોય !'

'એવા ગોળ ગોટાળામાં, ભાઈ ! અમને કાંઈ ખબર પડતી નથી. બોલી નાખોને ચટ લઈને — કે આ છબીમાં આ ભૂલ છે !'

'આ છબીમાં એક ભૂલ છે !'

'શું ?' ચિત્રાનંદ કાગળ લપેટતો ઊભો રહી ગયો.

'તમે એમાં નથી જોતા — એવી એક વસ્તુ હું એમાં જોઈ રહ્યો છું !'

'કઈ ?'

'એની મરણતિથિની !'

'મરણતિથિની ? ચિત્રાનંદ સ્તબ્ધ બનીને ઊભો જ રહી ગયો.

'ચિત્રાનંદજી ! નોંધી રાખવું હોય તો નોંધી રાખજો. આ છબી જો તમારી સાચી હોય — ને સાચી છે — તો એ બાઈનું, ક્ષયથી મૃત્યુ નિશ્ચિત છે !'

'હાં હાં, એમ . . . ? આ વાત હતી ?' ચિત્રાનંદ પાછો કામમાં પડી ગયો. એમને ગોપાલસ્વામીની વાત જરાક વાહિયાત જેવી લાગી હતી. અમે બે ય હસી પડ્યા.

'આજ વાત હતી આની ? એમાં તો ત્યારે કાંઈ માલ નથી ! એમ બધા મરતા હોય તો . . . ?'

ગોપાલસ્વામી તો બોલીને અંદરના ખંડમાં ચાલ્યો ગયો હતો.

[ 3 ]

એક વખત એ જ પ્રમાણે પાછો ચિત્રાનંદ આવ્યો ત્યારે એણે મને જોતાં જ કહ્યું: 'પેલો — તે દિવસવાળો, તમારો મહેમાન — એ કોણ હતો?'

'કેમ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'તે દિવસે તેણે કહ્યું હતું તે યાદ છે? પેલી મારી છબી નિરખીને . . .'

હું બોલ્યા વિના સાંભળી જ રહ્યો:

'એ બાઈ વિચારી — જેને ત્વરિત ક્ષય કહે છે — એમાં સપડાણી છે!'

'હેં!' કેટલીય વાર સુધી હું બોલી શકયો નહિ. ચિત્રાનંદ પણ એટલું બોલીને શાંત થઈ ગયો. થોડીવાર પછી એ બોલ્યો: 'એણે વાત કરી એને લગભગ છ મહિના થયા છે. મારે તો એ જાણવું હતું — તમે કહેતા'તા ને, એની પાસે બે વિદ્યા હતી — વૈદક અને જ્યોતિષ — એમાંથી કઈ વિદ્યાના આધારે એણે આ કર્યું હતું? અને શી રીતે?'

'પણ એ પોતે કયાંક ભાગી ગયો લાગે છે. હમણાં દેખાતો નથી. એ હતો જરાક ચક્રમ્ જેવો. અકસ્માતી, કોઈ વખત, કાકતાલીયન્યાય પણ જગત્‌માં કયાં બનતા નથી? મને તો આ એવું લાગે છે!'

'એમ પણ હોય! પરંતુ એની બહેન — એ જ સ્વરૂપમાં અત્યારે ખીલી રહી છે! તો તો પછી — આ

ચામડી, રંગ, દેખાવ એના ઉપરથી બરાબર અનુમાન દોરનારા — શાસ્ત્રીય અભ્યાસનું ફળ પણ આ ન હોય? તો તો — આવી અનેક વસ્તુઓ ચક્રમ્ થઈને મરી જાય — તે પહેલાં તમામ પુનરુદ્ધાર સાથે, એમનો પણ કાંઈક પુનરુદ્ધાર હોઈ ન શકે! પણ એ પોતે જ હવે તો ક્યાં છે? આપણે — ઘણું આમ પણ ગુમાવતા નહિ હોઈએ?'

હું ચિત્રાનંદની વાતે ઊંડા વિચારમાં પડી ગયો. મેં કહ્યું: 'આજ તમે આ કહ્યું — ને મને એક વાત સાંભરી આવે છે. ગપ્પાં જેવી મનાય તેવી વાતો — પણ હવે મને લાગે છે કે ગપ્પાં જેમ પ્રગટ કરે તેમ સત્યનો અંશ પણ વખતે પ્રગટ ન કરે? ને તો કોઈક વખત રેતીના મહાસાગરમાં ખોવાયેલી એ સોનેરી કણ — એ પણ શોધવા જેવી વસ્તુ ન હોય?'

'પણ એ માટે સાધન — ખુવાર થવાની તૈયારી — એ ક્યાંથી કાઢવું? ખુવાર થવાની અશક્તિ એટલે શંકા, એમ કોઈકે કહ્યું છે. એ મને તો ખરું લાગે છે.'

અમે બન્ને જણા ઘણી વખત સુધી મૂંગા જ બેઠા રહ્યા. આ વાતનો જેમ વિચાર કર્યો તેમ એ વધારે આશ્ચર્યકારક લાગી.

# જાત તપાસ

ખીજડીઆ જંકશને આ પ્રમાણે ટાંટિયા ઠોકતા બેસી રહેવું પડશે એમ ધારેલું નહિ. એટલે જ્યારે ગાડી રાત્રે આવવાનો હવે સંભવ નથી, એમ સ્ટેશન માસ્તરે કહ્યું, ત્યારે એ નિરાશાભરેલા આશ્ચર્યને ડુબાડી દેવા એક 'કૅાપ' ગોળની, ખાંડની કે જેની મળે તેની ચા મગાવી પીધી. પછી સામેની ધર્મશાળામાં ધામા નાખવાનો વિચાર કર્યો.

પણ કોણ જાણે કેમ ધર્મશાળા સાથે મારે જૂની લેણાદેવી છે. કોઇ ને કોઈ હરિનો લાલ એમાં મને ભેટી જ જાય છે. આજ પણ જ્યાં હું દરવાજામાં પગ મૂકું છું, ત્યાં 'ઓ હો હો હો !...' એમ કોણ જાણે કેટલા 'હો હો હો' કરતો બાલમુકુંદ જ મળી ગયો. પહેલાં તો મેં એને ઓળખ્યો નહિ. પણ ત્યાં તો એણે જ ફોડ પાડચો: 'કેમ ભૂલી ગ્યા સા'બ ? પેલી જૂનાગઢની પંચહાટડીની વીશી ? તમે જમવા આવતા !'

'અરે ! હા, હા, આ તો બાલમુકુંદ ! પણ તું આંહીં ક્યાંથી ? તું તો આફ્રિકા ગ્યો'તો ને ?'

'આફ્રિકામાં જ હતો સા'બ ! હમણાં વળી દેશમાં આવ્યો છું !'

'એમ ! ઠીક ઠીક, લે, ક્યાં બેસાય તેવું છે ?'

ધર્મશાળાની ઓસરીમાં એક શેતરંજી પાથરીને બીજા પણ બે જણા બેઠા હતા. બાલમુકુંદે મને કહ્યું: 'આવોને —અમે ત્યાં પાથર્યું છે !'

અમારા જેવા જ રખડી પડેલા બીજા વછિયાતો પણ ત્યાં હતા. કોઈ ગંજીફો કૂટતા હતા. કોઈ ચોપાટમાં પડ્યા'તા, કેટલાક ચા પીતા'તા. ક્યાંક વાતો ચાલતી'તી. વખત કાઢવાની સૌએ નવનવી જુક્તિઓ શોધી હતી.

અમે પણ અમારી નોખી મંડળી જમાવી.

'તું તો આફ્રિકા બહુ રખડ્યો, બાલમુકુંદ ! શું કરે છે ગુલાબભાભી ?' નિરાંતે બેઠા એટલે મેં બાલમુકુંદની સામે જોઈને કહ્યું. એનો અનુભવ સાંભળવાની કાંઈ ઓર મજા આવશે એમ ધારીને મેં આ કહ્યું. કારણકે હું એની સાથે જૂનાગઢમાં ઘણો વખત રહ્યો હતો એટલે પરિચય તો હતો જ. બાલમુકુંદ હમણાં ગુલાબભાભી વિષે કાંઈક કહેશે એમ મેં ધાર્યું હતું, પણ એ કાંઈ બોલ્યો નહિ.

'કેમ કાંઈ બોલ્યો નહિ, બાલમુકુંદ ? કહું છું ગુલાબભાભી શું કરે છે ?'

'મરી ગઈ !' બાલમુકુંદ બોલ્યો. પણ અવાજમાં ભારોભાર કડવાશ ભરી હતી. મને જરાક નવાઈ લાગી.

'અરર ! ક્યારે ?' મેં મોટેથી કહ્યું.

પણ એની ભેગા બે જણા હતા, એમણે તરત કહ્યું: 'તમે આંહીં મળી ગયા તે ઠીક થયું, ભાઈ! તમે એને બે વેણ કહી શકશો એમ લાગે છે. એનું મગજ ફરી ગયું છે!'

'કેમ શું છે? દુનિયામાં કોઈ મરતું નહિ હોય બાલમુકુંદ? નામ એનો નાશ તો કહ્યો છે!' મેં બાલ-મુકુંદને સસ્તી ફિલસૂફીનું પડીકું આપ્યું.

'પણ કાકી તો એ બેઠી રાતી રાણ જેવી; આ બાલમુકુંદ કાકા ચોળીને ચીકણું કરે છે!' એમાંથી એક જણો બોલ્યો.

'ચોળીને હું ચીકણું કરું છું કે તમે બ્રાહ્મણના છોકરા ઊઠીને વાઘરાવેડા કરો છો?' બાલમુકુંદ ખિજાઈ ગયો,

'પણ છે શું? વાત કરોને—મારાથી કાંઈ બને તેમ હોય તો—'

'અરે! સા'બ? કાંઈ નથી. આ બોલ્યો એ મારો ભત્રીજો છે, ભગવાનજી. અને આ બીજા છે તે મારા મામા છે, નરોત્તમ. હવે એ બન્ને જણા મારી પાસે જાકુબનો કામો કરાવવા માગે છે, ને મારે એ કરવો નથી!' બાલમુકુંદે હાથને છંટકારતાં ભારપૂર્વક કહ્યું.

'શું એ કામો છે એ કહોને—મફતના ખોટું શું કામ ભરાવો છો?' ભગવાનજી, એનો ભત્રીજો બોલ્યો.

'શું કામો છે, બાલમુકુંદ?'

'અરે! જાવા દોને સા'બ! તમે મફતના વેદવાન માણસ—અમે ભાઈ 'સાબ! ભઠિયારા, પણ અમારે તો એ—આ છે નાં—એની કિમ્મત છે. શરીરમાં નાક કાંઈ

એક મણનું ન હોય, નરોત્તમ મામા! એ હોય ચણા જેટલું, પણ એ હોઈને મનખાદેહ. બાકી આ માળખાની કિમતેય શું છે?' બાલમુકુંદ પોતાના નાકને પકડી રાખીને જ બોલતો રહ્યોઃ 'મારે તો મામા! આ તરભોવન જમરૂખિયાનો વંશ હાલે તો'ય ભલે ને ન હાલે નાં, કોઈ પાવળું પાણી પાનાર ન રહે તોય ભલે—બાકી આ ગલઢેગઢપણ્ હવે નવો સંસાર માંડવો નથી, ને જૂનો રાખવો નથી!' બાલમુકુંદે એના મામાને ખભે એક હાથ મૂકીને જોરથી કહ્યું. મામો ભાણેજ આમ સરખી વયના લાગ્યા, એટલે મિત્ર જેવી છૂટથી બાલમુકુંદ બોલી રહ્યો હતો.

'પણ્ એક વખત બાલમુકુંદ! આકરા પડ્યા વિના વાત તો તું કર!'

'અરે! સા'બ! એમાં શું માલ છે? તમને ખબર છે નાં હું આફ્રિકા કમાણી કરવા ગયો હતો?'

'હા—એ તો મને ખબર છે!'

'ત્યારે અમે જમરૂખિયા—અમારું ગામ જમરૂખિયું, એટલે જમરૂખિયા કહેવાઈએ છીએ. આફ્રિકાથી મેં જમરૂખિયા કાગળ લખ્યો કે હું ફલાણી સ્ટીમરમાં ફલાણે દિવસે આવું છું. આટલાં વરસે—સાત વરસ થયાં હો, સા'બ!—દેશમાં આવું ને ઘેર કાંઈ ન લાવું તો તો ભૂંડો લાગું, એમ ધારીને મુંબઈ શહેરની બે દિની રોકાણ અને રસ્તાના દિ—બધુંય ગણીને બરાબર કે દી ઘેર આવીશ એના સમાચાર મેં આપ્યા!

"જમરૂખિયું ગામ અમથુંય અટકચાળું છે. પણ આ વાતની ખબર કો'ક અડકપાંસળીનાને પડી ગઈ હશે,

એટલે બે જણાએ ગોઠ કરી. આફ્રિકાની આવે છે તે માલ મલીદો હારે હશે. આપણે એને લૂંટી લેવો.

"ગાડી તો તમે જાણો જ છો. મોડા પડવાની એને નવાઈ નથી. અને ત્રણ ચાર ગાઉ પગેપાળાં જતાં થાય વાર, એટલે મેં કર્યો ટપ્પો. અને મોડો તો મોડો પણ ઘરનો પંથ લીધો. આજ હું આવીશ એમ ઘરમાં તો કોઈએ ધાર્યું પણ નહિ હોય. અને ઘરમાં તો બીજું હતું પણ કોણ? મારી મા તો વરસ દી પહેલાં મરી ગ્યાં'તાં. પહેલાં આપેલી તથ પ્રમાણે તો હું ચાર દી વહેલો હતો, પણ મુંબઈનું ઝટ પતાવ્યું ને બીજે ક્યાંય રોકાણો નહિ, એટલે વહેલું થયું. મનમાં એમ પણ ખરું કે, અચાનક ઘેર જઈએ તો વળી સૌને હળવામળવામાં કાંઈ ઓર આનંદ પડે! આ તમે, ભાઈ'શાબ! છોકરાંવ જ વીશામાં જમતાં જમતાં, એવી વાત નો કરતા? એટલે હું તો અચાનક ઘેર પહોંચવા વહેલો નીકળ્યો.

"આ મારો ટપો રસ્તે ચડ્યો ને પેલા બે જણા પડખોપડખ ટારડા ઉપર હારોહાર હાલ્યા આવે! ટપા-વાળો એમની સાથે મળી ગયો હોય તો તો મારા ભોગ લાગે. હજાર પંદરસોનો માલ હતો!

"પણ ભગવાન સૌનો છે નાં? રસ્તે કોઈ ને કોઈ મળતું જ રહ્યું. એટલે એક જણો તો ફંટાઈને થાકીને બીજે ગામ ચાલ્યો પણ ગયો. બીજાએ મારા ઉપર નજર રાખી—પણ મારે ને એને છેટું પડી ગયું. ને છેવટે એ પણ દેખાતો બંધ થઈ ગયો.

"હું તો ટપો લઈને ઘેર પહોંચ્યો. વહેલો આવ્યો

એટલે પહેલાં તો ઘરમાં જરાક ગભરાટ થયો હોય એમ લાગ્યું—પણ થોડીવારમાં બધું રાગે પડી ગયું. જમ્યા જુઠયા. વાતુંચીતું થઈ. ઘરેણાં જોયાં ને એને મૂકવા આપ્યાં. નિરાંતે બેઠા. થાકયો પાકયો પછી હું તો સુઈ ગયો.

"પાછલી રાતે કોણ જાણે શું થયું તે કાં'ક સંચળ થયો, અવાજ થાતો લાગ્યો, હું ઝબકીને જાગ્યો. જોઉં છું તો ગુલાબ મળે નહિ !

"ઓતત્તારીની ! મારું બેટું, સાત વરસે, માંડ ઘેર આવ્યો ત્યાં આંહી અકરમીનો પડિયો કાણો, એવી વાત થઈ. હું તો ઊઠ્યો. ધીમેથી ઊભો થયો. અવાજ ન થાય તેમ થોડુંક હાલ્યો. બારણા પાસે પહોંચ્યો. આપણું બારણું મામા, પેલું મેડા ઉપર જાવાનું છે નાં ? એની પાસેનું નીચલા માળનું. હું તો ત્યાં ઊભીને જોઉં છું તો કોક બહાર આઘેરું નજરે પડ્યું ! આછેરો ઉજાસ હતો ને મારી તો ચાર આંખ થઈ ગઈ. પહેલાં તો થયું ગાંડી થઈ હશે !'

'કોણ હતું ?'

'બીજું કોણ ? તમારી ગુલાબભાભી !'

'બાલમુકુંદ ! તને ચોક્કસ ખબર છે ?' બાલમુકુંદના મામાએ વચ્ચે પૂછ્યું.

'ત્યારે શું બનાવટ કરું છું મામા ? એ તો રાંડની યે સંતલસ તો કરી મૂકેલી. પણ એ તો પછી સધની દીકરી હોશિયારી બતાવવા માંડી.'

"હવે હું ત્યાં છાનો ઊભો છું સા'બ ! એટલામાં મેડા ઉપરથી મેં કોકને ઊતરતો જોયો. મારો તો ભાઈ

પિત્તો ઉછળ્યો હો. થયું કે સામાને, ધ્યાનબારે બહાર નીકળવા જાય છે ત્યાં જ, લગાવી દઉં. પણ ત્યાં તો એ મેડાવાળા ઘરમાં જ આવ્યો !

'મારાં તો ધરણ મરી ગયાં. એમ થયું કે પેલો ગઠિયો મળ્યો હતો, એના જેવો જ આ કોઈક છે. મેં એને પકડવાને બૂમ પાડવાનું કર્યું, પણ ત્યાં તો એણે પોતે જ કાંઈક પોટકી જેવું મારા સામે ધર્યું. 'અલ્યા ! કરમણુંખિયાળ !' એણે તો મને જ મોટેથી કહ્યું: 'તું તો લૂંટાઈ ગયો છે, તને હું શું લૂંટવાનો હતો ? તારું બૈરું જ લૂંટાઈ ગયું છે ને ! મન જ નથી થાતું તારું લેવાનું. લે આ તારું પાછું ! આજ તારી પાછળ મફતનો સ્ટેશનથી પીછો લીધો ! તારા જેવા નમાલાનું તે શું લેવું ? લે !'

"એટલું બોલીને એણે તો ઝડપથી પોટલી મારા ઉપર ફેંકી. મેં 'ચોર ! ચોર !' કરીને બૂમ પાડી, પણ તે પહેલાં તો એ ઝડપથી બહાર દોડયો ગયો !

"પણ મારી બૂમ સાંભળીને દોડતા ગઠિયાની પાછળ જ, ગુલાબ જ્યાં ઊભી હતી ત્યાંથી, કોઈક બીજાને પણ મેં દોડતો જોયો, ને એટલામાં તો ગુલાબનો અવાજ પણ સંભળાયો : 'સુખાજી ! પકડો સાળાને !' સુખાજી પડખેના ઝાડ પરથી નીકળીને દોડતા દેખાયા !

"હવે આ સુખાજી કોણ મામા ? ગુલાબે કહ્યું કે 'એ તો ગામનો ચોકીદાર છે. ને મને શંકા પડી કે ઘરમાં ચોર ભરાણો છે, એટલે હું બહાર નીકળી હતી કે સાળાને સપડાવી દેવાય !' આ હોશિયારી ! હવે ખરી

વાત શું ?

" મેં તપાસ કરી તો કોઈ સુખાજી નામનો ચોકી-દાર જ મળે નહિ ને! અને જેણે હાથમાં આવેલ ઘરેણાંની પોટલી મારા મોં ઉપર ફેંકી દીધી—મારા જેવા નમાલાને ત્યાં શું ચોરી કરવી એમ જાણીને—એનું શું ? પેલો ગઢિયો—એણે જે કહ્યું એનું શું ?

" આ સા'બ! ત્યારથી ગુલાબને છોડી તે એને વરસ થઈ ગયાં બીજાં ત્રણ! હવે આ બે જણા પાછળ પડ્યા છે—કે કાં એને લાવો ને કાં બીજું કરો. આપણે એને લાવવું નથી, ને બીજું કરવું નથી. આફ્રિકામાં મજો છે. પાછું ત્યાં જાવું છે!"

'હવે સા'બ! આનો નીયા તમે ઉતારો. કાકીને જે નામ મોંએ ચડી ગયું, એ બોલી ગયાં હોય—ને સુખાજી ચોકીદાર ન હોય, તો એમાં શું થઈ ગયું?'

'એમ નહિ સા'બ! આ અમારો બાલમુકુંદ જરાક વહેમી છે. બાકી વૌ—મેં જોઈ છે નાં—કાંઈ કહેવા-પણું નથીઃ ને પેલા ગઢિયાએ, પોતે પકડાઈ જવાનો છે એ જોઈને, આ જુક્તિ ન કરી હોય? એને મળ્યા હતા એ ગઢિયા બે હતા, ને આ પણ બે હતા—એનું શું? એકે આને કાંઈક એવું કહ્યું કે એ વિચારમાં પડી જાય! અને ત્યાં પોતે ભાગી જાય! મુદ્દામાલ સાથે પકડાવું નહિ—માટે પોટલું ફેંકી દીધું. પોટકામાં શું ઘરેણું હતું, બાલમુકુંદ?'

" બધુંય નગદ ઘરેણું! આઃ લ્યો, એ પોટકું તો —અમે સૂતા હતા એ ઘરમાં જ મૂક્યું હતું. એ ઉપર

ક્યાંથી ગયું? રાંડનીએ સંતલસ એવી કરેલી કે પેલો એનો હેળવેલો, મેડા ઉપર બેસે, ને ત્યાંથી ઘરેણાં લઈ ભાગી જાય ને પોતે પણ સાથેજ ઉપડી જાય! પણ એના હેળવેલાને બદલે આ ગડિયો કરમ જોગે, ત્યાં જ વડેલાં પેસી ગયેલો. મને લાગે છે મારી પાછળ તરત જ. એટલે પેલા ભાઈ ત્યાં આવ્યા તેવા જ ભાગ્યા! ને ગુલાબ એ વાત જાણવા માટે બા'ર ગઈ—ત્યાં આ પરપોટો ફૂટ્યો — મને તો આખી વાતની ગડ આમ બેડી છે!'

'હવે જુઓ! બાલમુકુંદ, તમને ખોટું તો નહિ લાગે નાં?'

'ના રે સા'બ! આમાં ખોટું શું ને સાચું શું? ઈ તો આપણા કરમસંજોગની વાત છે!'

'તમે પંચહાટડીમાં વીશી કરતા ત્યારે ગુલાબભાભી આવ્યા'તાં એ ખરું?'

'અરે! સા'બ! ત્યારે તો સાવ નાની—ગભરુ. હવે તો ઊડતાં પંખી પાડે એવી થઈ ગઈ!'

'પણ મારે તો તમને બીજી વાત કરવી છે! જુઓ ત્યારે, જાણે સાંભળો, તમારા મામા સાંભળે તો વાંધો નથી નાં?'

'એમાં વાંધો શેનો? અમે તો મામા ભાણેજ કે'વાના; અમારા એક બીજાના દેહ જુદા એટલું જ. પ્રાણ તો ભેગા જ છે. એની તન્ને તલ વાત હું જાણું. મારી એ જાણે. અમારે ઉમ્મરમાં ફેર કેટલો? ત્રણ વરસનો માંડ. એટલે તો ભાઈબંધ જેવા જ ગણોને!'

'ચાલો ત્યારે એ કામ ભારે થયું. નરોત્તમભાઈ!

આ અમારી પંચહાટડીની વીશી હતી નાં, ભારે રંગીલી હો ! અને એમાં આ તમારા ભાણેજ બાલમુકુંદભાઈ એ તો જાણે, ભાત ભાતનાં પંખી ઉતારે . . . એક વખત . . .'

'એ સા'બ ! એ વાત નહિ હો—બીજી બધી ભલે. પણ એ નહિ . . .' બાલમુકુંદ ઊભા જેવો થઈ ગયો, ને મારો હાથ પકડી લીધો. મેં તો આગળ ચલાવ્યું.

'આ ભાઈ, રાતના દસ વાગ્યા હશે ને એક ખોખડ ધજ ડોસો ને ભેગી એની ટચુકડી, રસીકડી, નાનકડી વહુ—તોછડી લાજ કાઢી રહી'તી, એમાં'ય અરધું આમંત્રણ હતું—એ આવી ચડચાં. વીશીમાં રાત રહ્યાં. એ વખતે ગુલાબભાભી પણ ત્યાં હો—બિચારાં હજી નાનાં ! ને હું પણ રાતે વીશીમાં જ જમીને અગાશીમાં ગાદલું નાખીને પડેલો. પછી ભાઈ ! . . .'

'પણ સા'બ ! સા'બ એ વાત નહિ હો—મેં મામાને એ નથી કહી. સા'બ . . . હવે નહિ હો' બાલમુકુંદ તો એનો હાથ મારા મોં સુધી લાવ્યો.

'સારું, ત્યારે બાલમુકુંદ ! મારે તો તને આ કહેવું હતું, કે, ખરી રીતે તો તું ધારે છે તેમ ગુલાબભાભી હોય—ધારો કે હોય—તો તારે હવે એને મેળવી લેવા માટે, આગલા જોબનજીવનની કઢંગી શૈલીથી, જીવન હવે કેવું જોખમાય એ વાત કહેવી ઘટે. અને સ્થિર શાંત જીવનનો મહિમા સ્થાપવા માટે, એના મનને વાંચવું ઘટે. એમાં ખરી માણસાઈ રહી છે. એના બદલે તું તો આમ કરે છે ! એ પણ ઠીક, આપણે ક્યારે સમજીશું કે આંહીં જે કાંઈ ઉદ્ભવે છે એ આપણામાંથી ઉદ્ભવે છે...'

'ભાઇએ ભારે કર્યું છે હો! બાલમુકુંદ—આ તો સો વાતની એક વાત કરી નાખી છે. જે કાંઈ છે તે આપણે જ ઊભું કર્યું છે! ભારે કહી છે ભાઈએ, બાલમુકુંદ!...'

'અલ્યા સા'બ ભાઈઓ! સાંભળજો—ગાડી છૂટી છે' બહાર કોઈ મજૂરે આવીને બૂમ પાડી. સૌ એકદમ ગાંસડાપોટલાં સંકેલવા માંડયા. બાલમુકુંદ ને સૌ પથારો પાથર્યો હતો એને ભેગો કરવામાં પડી ગયા.

એટલામાં તો વ્હીસલ પણ થઈ ને અમે સૌ દોડયા.

## હિમકન્યકા

**સીમલામાં** મશોબ્રાના માર્ગનું રૂપ કાંઈક અનોખું છે. મશોબ્રારસ્તા ઉપરના પહેલા પુલ પાસેની ટેકરીઓ ઉપર થોડાંક દેવદારૂના ઊંચાં ઝાડ ઊભાં છે. અને આસપાસની હરિયાળી ભોંને લીધે ત્યાં ઝુંડ જેવું બની રહે છે. એ જગ્યાએ જવાની પગદંડી પણ રળિયામણી છે. આજથી થોડાં વર્ષો પહેલાં ત્યાં એક કલાકાર રહેતો હતો. એ માણસ ઘણો વિચિત્ર ગણાતો, અને જ્યારે ત્યારે પોતાની નાનકડી ઝૂંપડીને બારણે બેઠો સિગાર પીતો હોય. એનું ઝૂંપડું પણ એના જેવું જ વિચિત્ર હતું. પણ એણે આસપાસ ચારે તરફ વિવિધરંગી ફૂલછોડો રોપીને એને આકર્ષક બનાવ્યું હતું. જ્યારે જુઓ ત્યારે પોતાની એક તૂટેલ ખુરશીમાં બેસીને સદાશિવ સિગાર ફૂંકતો હોય!

પોતાને કલાકાર કહેવરાવતો આ સદાશિવ મૂળ આંહીંનો ન હતો. પણ એક વખત એક કુટુંબ સાથે સીમલા આવેલો ને પછી આંહીં જ સ્થિર થઈ ગયેલો.

એને રમતારામને પોતાના ગામમાં કાંઈ ખાસ આકર્ષણ ન હતું

પોતે એકલો જ હતો. આ હિમાલયી સૌન્દર્યે એને ઘેલો ઘેલો કરી મૂકયો. એટલે સુધી કે એને છોડીને બીજે પાછા ફરવાની એને ઈચ્છા જ ન રહી, અને હવે તો એ વાતને પંદર વીસ વર્ષ પણ થઈ ગયાં હતાં

આ વિચિત્ર કલાકારને કોઈ ને કોઈ હરિના લાલ મળતા રહેતા. એ પોતાની જાતને કલાકાર કહેવરાવતો, પણ ખરી રીતે તો એ ચિત્રકાર પણ ન હતો. એ તો સાદો સરસ છબીચિતારો (Portrait painter) હતો. ફોટો આપો તો એના ઉપરથી ને સામે બેસો તો જોઈ જોઈ ને એવી સરસ તમારી છબી તૈયાર કરે કે તમે તમારી એ જાતને જાણે જાણતા ન હો તેમ જોયા જ કરો! તમને પણ લાગે કે તમારી એ જાત તો તમારી જાતથી આજ સુધી અજાણી રહી હતી! એક વખત એક મોટા જમીન-દાર એના કૂતરાની એવી પ્રતિછબી માટે એને ૩૫૦૦ રૂ. આપી ગયેલો! એ સાચું કે તે પછી ત્રણ વરસ સુધી એની માસિક આવક દોઢસોથી કદી વધી ન હતી, પણ વારંવાર કોઈ ને કોઈ અકસ્માત એના જીવનમાં બની રહેતો ને સદાશિવનું ગાડું ગબડયે જતું!

પણ એને જીવનમાં એક અસંતોષ હતો. એ કોઈ દિવસ એનું કલાકારી ચિત્ર આપી શકશે કે નહિ? કે નહિ જ આપી શકે?

એ એનું કલાકારીચિત્ર એટલે એણે હિમાલયનું પ્રથમ દર્શન કર્યું એ ભવ્ય ઉત્તુંગ શિખરમાળાના અંકમાં

સૂતેલા રમ્ય પ્રભાતની પહેલવહેલી સુભગ સુરખી! હિમ-કન્યકા જેવી મનોહારી, એવી જ અદ્ભુત આકર્ષણધારી!

પણ એ એની હિમકન્યકા કોઈ દિવસ પૂરી ન થઈ તે ન જ થઈ.

સદાશિવને જીવનમાં અસંતોષ રહી ગયો. ત્યારે તો એણે આ જીવનમાં કોઈ જીવન ડોલાવનારી પળને પોતાની પાછળ છોડી નહિ! એ તો ઠીક—એણે એ મેળવી પણ નહિ. એ પણ ઠીક, એણે એ અનુભવી પણ નહિ. તે પણ ભલે—આવી સુભગ પળ એણે જો જરાક જાણી હોત તો પણ એના જીવનમાં એક સામર્થ્ય વસી રહેત!

પણ હિમકન્યકા સરી ગઈ. સરી જ ગઈ, વર્ષો સુધી સરી ગઈ!

જાણે કે એ કોઈ દિવસ એની પાસે આવી જ ન હતી!

[ ૨ ]

આજે હિમાલયનો ગાંડો વરસાદ શરૂ થયો હતો. આકાશમાં કડાકા ભડાકા થતા હતા. ડુંગરાઓ ગાજતા હતા. પાણી જાણે કે ભૈરવી અવાજે દોડતાં હતાં. ચારેતરફની સજીવ સૃષ્ટિ તો ક્યારની ખૂણેખાંચરે બેસી ગઈ હતી.

એ વખતે એક મોટર સદાશિવની ઝૂંપડી પાસે અટકી. તેમાથી બે જણાં ઊતર્યાં. એક પુરુષ હતો. બીજી સ્ત્રી હતી. દેખીતી રીતે એમની શ્રીમંતાઈ કુદરતના આ કોપને પણ ડારી શકે એવી પ્રબળ હતી. નખશિખ એ એવાં સુસજ્જિત હતાં કે પાણી એમની ઉપરથી દડતું હતું, પણ એ જાણે કે પાણીને ગેલ ગણતાં હતાં.

પેલા પુરુષે ઉપર જોયું: ‘ આ જ એ પાગલનું ઝૂંપડું લાગે છે !’

એની સાથેની લટકુડીમટકુડી રૂપાળી જુવાન નારી સાથે એ પગદંડી ઉપર ચડવા માડ્યો !

પેલી સ્ત્રીનો શણગાર — એ તો છૂપાઈ ગયો હતો. પણ એનું રૂપ એ વધારે પ્રગટ થયું હતું. મોહક એનાં નેણ હતાં. ભરાવદાર લાલ હોઠ હતા. એના વાળ એના જ હતા. અને એની સૌન્દર્યલીલા અદ્ભુત કહી શકાય તેવી હતી !

તે પેલા પુરુષની પાછળ પાછળ ચાલી !

ઝૂંપડીનું બારણું ઠસાવીને સદાશિવ કાચની એક બારીમાંથી વહેતાં ઝરણાને જોઈ રહ્યો હતો.

એટલામાં બારણા ઉપર એક ટકોરો થયો.

સદાશિવે ઊઠીને બારણું ઉઘાડ્યું.

બન્ને જણાં અંદર દાખલ થયાં અને સદાશિવ આભો જ બની ગયો. આવા શ્રીમંત મહેમાનો એને ક્યારે ય મળ્યા ન હતા. ૩૫૦૦ નો કૂતરો ચિતરાવનાર પેલો જમીનદાર રાજા પણ આની પાસે પાણી ભરે ! એ ડોલી ઊઠ્યો. એની પાસે પેલી લાકડાની પેટીમાં આજે તો હવે ત્રણ જ રૂપિયા બાકી હતા.

ઇશ્વર કેવો માયાળુ છે. એ ક્યારેક અકસ્માત કેવો પોતાના શિશુને બરાબર પળે સંભાળી લે છે ! સદાશિવે ઉતાવળમાં ગભરાટમાં બે તૂટલી ખુરશી એમની સામે ધરી !

[ 3 ]

એમનો આવવાનો હેતુ જાણતાં ચિતારો ડોલી

ઊઠ્યો ! તે વિચાર કરી રહ્યો: આને પાંચ હજાર કહેવા, પાંચ હજાર ! એનાં દસ વરસ નિરાંતે નીકળી જશે, ને દસ વરસ પછી તો એ નહિ હોય. અત્યારે એને ઓગણુ-સાઠમું તો હતું.

પણ અચાનક એની સ્મૃતિ ઉપરથી જરાક રાખ ઊડી ગઈ. તે વિચારમાં પડી ગયો.

'કેસરીમલ્લ !'

પુરુષનું એ નામ હતું. પોતાની આ પ્રિયતમાના અત્યારના રૂપને એ સ્થિર કરાવી લેવા માગતો હતો. આવતીકાલનો કાલ પછી એને ક્યાંથી સ્પર્શવાનો હતો ?

'કયા બિચાર કરતે હો ! પાંચ હજાર દામ કમી નહિ મિસ્ટર !'

'શેઠજી—એ સામને ખડા હય, 'ડોગ' કા 'ફોટુ' જરા યે બાજુ નજર કીજિયે ! સાડી તીન હજાર યે કૂત્તે કા હય !'

'વો લોગ, ભૈયા, રાજામહારાજા લોગ—'

'આપ ભી કમ તો નહિ હો–મૈં બિના સાત હજાર પીછી હાથમેં લે ન સકુંગા. હૂં ! ઇસમેં દો છબી હય !'

સદાશિવને લાગ્યું કે પોતે એક ભારે સોદો પાર ઉતારી રહ્યો છે ! દસ વરસ–કમમાં કમ દસ–એની રોટી પાકી ગઈ છે.

'અચ્છા સા'બ ! હમ દોનુંકી–એકહી સાથમેં . . .'

'હાં જી, એકહી સાથમેં . . .'

'આપ પિછાનતે હો ઇસ સન્નારી પ્રભાવતી દેવી કો ?'

'જી, અબ, હરરોજ પિછાન મિલેગી.'

'આપ ?'

'નહિ માલૂમ આપકુ ? મેરા નામ કેસરીમલ.'

'ધૂંધલીમલ ?'

'હા જી ! કામ કલસે શરૂ હોવેગા ?'

'પરસુસે !

'અચ્છા. નમસ્તે !' તે તરત ઊઠ્યો.

'જી ! નમસ્તે !'

બન્ને ઊઠીને ચાલતાં થયાં. બહાર હવા ખુશનૂમા બની ગઈ હતી. સર્વત્ર આસમાની ઘેરી છાંયનો મોહક રંગ ફેલાઈ ગયો હતો. દૂર ડુંગરા ઉપર ત્રણ મેઘધનુષ દેખાતાં હતાં.

ચિતારો એમને જતાં જોઈ રહ્યો અને પછી કુદરતને તો જોઈ જ રહ્યો.

'હિમકન્યકા !' એણે ઝૂંપડીમાં ફરી પ્રવેશ કરતાં નિઃશ્વાસ નાખ્યો : 'અરે રે ! હિમકન્યકા !'

[ ૪ ]

રાતની ઊંઘની તાજગીમાંથી ઊઠીને સવારે પોતાની કૉફી પીતાં સદાશિવ થંભી ગયો. પ્યાલો એના હાથમાં જ રહી ગયો. એણે તરત ઊઠીને પોતાનું કબાટ ઉઘાડયું, એક જૂનો કાગળિયો ગોત્યો. કાંઈક વાંચ્યું. ભારે પગલે એ પાછો ફર્યો. મન જાણે એનું ભાંગી ગયું હોય તેમ–એના પગમાં જરાક લથડાટ હતો

'ત્યારે તો આ માણસ એ જ. ચોક્કસ જ એ. બધી વાત—અરે ! એનો ફોટો છે ને !'

—અને તે વિચારમાં પડી ગયો: મનસંવાદી ફિલસૂફી જાણે એના અંતરમાં ઊગી નીકળી.

'સદાશિવ! તેં આટલા વરસ રાહ જોઈ પણ હિમકન્યકાવાળી વિરલ પળ તો ન મળી તે ન જ મળી. પણ ત્યારે ભાઈ! તારા જીવનમાં આ પણ એક વિરલ પળ નહિ? તું ક્યારે તલવાર લઈને મરવા જવાનો હતો–તારા ધરમ માટે? આ તારો ધરમ. બીજું શું?'

'ના પાડવાનો?'

'હાસ્તો ભાઈ?' પોતે જ પોતાને પ્રત્યુત્તર વાળ્યો.

'કેમ અલ્યા, શું કરવા?'

'આ માણસ કેસરીમલ્લ–જેણે એક બાલાને, આ તારી ઝૂંપડીની આસપાસ જ ક્યાંક હાગ્રી નાખી, શરીર ભોગવી ભોગવીને. ને એ તો પૈસા વેરીને છૂટી ગયો—પણ તું હવે એની, કોઈની નહિ ને એની છબી દોરવા બેસીશ? એનો ચિતારો તું? આનો ચિતારો? કોઈનો નહિ ને આનો?'

'અલ્યા! સદાશિવ! આ ગાંડે રવાડે તને કોણે ચડાવ્યો?' અંદર ને અંદર મનોગત વાત ચાલી. વળી પ્રત્યુત્તર મળ્યો:

'પણ પેલી એક કોઈકની વાત છે, એ તને યાદ નથી? અદ્દભુત પીંછી એ ચિતારા પાસે. જે એની સામે બેસે એને એ અમર કરી મૂકે. એક વખત કોઈ દેશદ્રોહી આવી ચડે છે. ના નથી પાડતો એ — ઘસીને? આ હાથઆંગળાં નહિ કામે તો નહિ કામે — પણ એ આંહીં તો નહિ જ વપરાય. અલ્યા! પેલા ઢાકાના મલમલી આંગળાવાળાનું એ કહેવું હતું તેનું શું? અને તારાં પણ

આંગળા જ છે નાં ?'

'પણ હું — હું તો છબીચિતારો. જે બેસે એની પ્રતિકૃતિ કરવી — એ મારો ધરમ, હું એને શી રીતે ના પાડું ? શા માટે ના પાડું ? મારો ધરમ ચૂકું ? મારો વ્યવહારધર્મ ભૂલું ?'

'ત્યારે તો તારો ધરમ વેશ્યા જેવો ભાઈ ! કાં ? એને જુવાન, વૃદ્ધ, અકાલવૃદ્ધ, અપંગ, કોઈ જોવાનું નહિ. એને માણસ જોવાનો અધિકાર નહિ — પૈસા લેવાનો અધિકાર !'

'પણ એવું તો આ દુનિયામાં ક્યાં નથી થાતું ?'

'તે હશે — સદાશિવ ! પણ તને આવી પળ ક્યારે મળવાની છે ? તારે ગામડે તો વળી, આ ના પાડ્યાની ઘટના, તને કીર્તિ પણ અપાવત. આંહીં તો એ પણ નહિ મળે. આંહીં તને અજાણ્યાને કોણ ઓળખે છે ! સદાશિવ ! આવી વિરલ પળ નહિ આવે હો ભાઈ ! પેલી તો આવે ત્યારે, ભાઈ ! આ તો ઝડપી લે !'

અરધી પીધેલી કોફીનો ઠંડો થયેલો પ્યાલો ત્યાં પડયો હતો—તે ઢળતો રહી ગયો. સદાશિવ એક કાગળ કાઢીને કાંઈક ઉતાવળે લખવા માંડ્યો. એમાં વપરાયલા No શબ્દનો એનો મરોડ — કોઈક એ મરોડ પચાસ વર્ષ પછી જુએ, તો પણ એ 'નો'નો લખનારો શું કહેવા માગે છે, એ જાણે મનોમંથનનો વિષય બની રહે, એટલું બધું કાંઈક, એ એક શબ્દના મરોડમાં જ સદાશિવથી આવી ગયું હતું.

અને એ કાગળ લખી ટપાલમાં નાખી તે રાતે ચિતારો નિરાંતે સૂઈ ગયો. આજના જેવું જાણે એ કોઈ

દિવસ સૂતો જ ન હતો.

પણ બીજે દિવસે પ્રભાતે ચિતારાને કોઠી કરવાનો વખત પણ ન હતો. એ ઉતાવળે ઉતાવળે, પોતાના કેન-વાસ ઉપર જાણે સિંહની ફાળથી, કાંઈનું કાંઈ કરી નાખ-વાના વેગમાં હતો.

રાતમાં એક મહા આશ્ચર્ય બન્યું હતું.

પંદર પંદર વર્ષમાં કોઈ દિવસ એની નજરે નહિ આવેલી પેલી 'હિમકન્યકા'ને આજે એણે પહેલવહેલી કલ્પનાના ઇંદ્રધનુરંગી હોડલામાં બેઠેલી સ્પષ્ટપણે જોઈ હતી!

એને હવે ઉતાવળ હતી. એ 'હિમકન્યકા' પાછી ક્યાંક હાથતાળી દઈને નાસી જાય નહિ.

# આરાધના

બારણાના એક ઝીણા કાણામાંથી, અંદર ખંડમાં જોઈ રહેલી જાનુને જોઈને, શંકર ગોંસાઈને તોફાન કરવાની તીવ્ર ઇચ્છા થઈ આવી. પણ ત્યાં એને સાંભર્યું કે પંડિતજી સદાશિવ ભાનુમાર્તંડ આજે જ બહારગામ ગયેલ છે; ને આ જાનુ એના ખંડમાં ચોરદૃષ્ટિથી જુએ છે, માટે ચોક્કસ કાંઈ નવાજૂની હોવી જોઈએ!

તે પોતે ધીમે પગલે આગળ વધ્યો. પણ એટલામાં તો જાનુએ એના પગ વર્ત્યા હોય તેમ લાગ્યું. તેણે પોતાની દૃષ્ટિ બારણાના કાણા ઉપરથી ઉઠાવ્યા વિના જ, પાછળ હાથ રાખીને નિશાની કરી,—શંકર ગોંસાઈને ધીમે ધીમે આગળ આવવાનું કહ્યું.

એ ગુપચુપ ત્યાં જઈને ઊભો રહ્યો. જાનુ તરત ધીમેથી પાછળ સરકી ગઈ. ગોંસાઈએ અંદર જોયું ને એ પણ આભો બની ગયો: 'ઓત્ તારીની! આ મારી બેટી કોક વળી....'

પણ એના વાંસા ઉપર ધીમો હેતભર્યો હાથ પડ્યો:

'બોલતો નહિ — અલ્યા વાચલ !' ધીમેથી એણે કહ્યું.

'પણ આ છે કોણ ?'

'એ જેટલી તને ખબર તેટલી મને !'

'પણ આવી ક્યાંથી ?'

જાનુએ નાકે આંગળી મૂકી મૂંગા રહેવાની સૂચના આપી. પછી પાસે આવીને ધીમેથી એના કાનમાં કહ્યું : 'બોલતો નહિ — મારી પાછળ સવારની થઈ હતી ! એ ય લાગે છે કોઈ ફટકેલ જેવી ! જો ને એકીટશે કેવી જોઈ રહે છે : ચોપડી સામે, ટેબલ સામે, કલમ સામે. કો'ક ફટકેલ છે !'

'પણ એ આવી છે શું કરવા ?'

'તે પહેલાં પણ એક વખત આમ જ આવી હતી !'

'ક્યારે ?'

'એને જાણું થયું. તે વખતે તું આંહીં નહિ. પંડિતજીની હાજરીમાં તો તને ખબર છે કે આંહીં એક ટાંકણી પડવાનો અવાજ પણ થઈ શકતો નથી. આજે વહેલી સવારે પંડિતજી બહાર ગયા ને એ આવી. મને કહે : 'મારે પંડિતજીનો ઉપલો ખંડ જોવો છે. હું જોઈને જ નીકળી જઈશ. કોઈ ચીજને નહિ અડું !'

'પછી ?'

'મેં કીધું જરાક મોડેથી આવજે — પંડિતજી બહારગામ ગયા છે — પણ એમનું ભલું પૂછવું, જે માણસ પાંચસાત વર્ષે એકાદ વખત માંડ બહાર નીકળે, એ સ્ટેશનેથી મન ફરે ને પાછા ન આવે એનો શું ભરોસો ? એટલે મેં અત્યારે આવવાનું કહ્યું તે પ્રમાણે આવી છે !

પણ ફટકેલ લાગે છે!

'જુઓ તો, પંડિતજીની છબી દેખે છે તો ત્યાં ઊભી રહે છે. ચોપડી જુએ છે, તો એને જોજો કરે છે. કપડું દેખે છે, તો એની પાસે જાય છે! ટેબલ પાસે ફરે છે! કાગળ લ્યે છે!'

'ત્યારે તો તું એને પાછી ઝટ વળાવી દે! પંડિતજીનું એક પુસ્તક આમ કે તેમ ફર્યું—તો બાર તારા વાગી જાશે! શું છે એનું નામ? ક્યાં રહે છે?'

'મારે જાણે ભૂખરાત—કે'છે કાંઈક—વસતી' કે એવું!'

'અરે! વાસંતી હશે!'

'હા, હા, એ જ છે. યાદ ન રહે તેવું!'

'અને રહે છે ક્યાં?'

'અરે! આંહીં પાસે જ રહે છે—સાત વરસ પહેલાં, પંડિતજી એક દિવસ આ પ્રમાણે બહાર ગયા, ત્યારે પણ આ જ પ્રમાણે દોડી આવી હતી! મને બરાબર સાંભરે છે!'

'પણ તો તો . . . .' શંકર ગોંસાઈ કાંઈ બોલ્યો નહિ. તે પોતાની એક મીઠી કંઠસુરાવલિ ધીમેથી છેડતો ત્યાંથી નીચે ચાલી ગયો. જાનુ એને જતો જોઈ રહી. આજથી થોડાં વરસ ઉપર આંહીં જે નિરાધારીમાં એ આવ્યો હતો, એ નિરાધારી હજી એને સાંભરતી હતી. એ વખતે એના કંઠમાં આવું ગાન રમતું. અને આખો દિવસ એક વાંસળીનો કટકો એના હાથમાં રમ્યા કરતો. પણ પછી આંહીંનું વાતાવરણ જોઈને, અને આંહીં જ્યાં એક જરાક જેટલો પણ અવાજ પંડિતને પસંદ ન હતો એ જોઈને, એણે ભારે હૃદયે એ સઘળું છોડી દીધું હતું.

એ અક્ષર ભણ્યો. મોટો થયો. અને હવે તો આ સ્થળને એ એવું પોતાનું માની બેઠો હતો કે નોકર કરતાં જાણે પંડિતનો ધર્મપુત્ર જ થઈ ગયો હતો. એની જરાયે જરા સંભાળ લેવી એ એનો પ્રિય વ્યવસાય હતો. જાનુને બહુ સમજ તો ન પડતી પણ શંકર ગોંસાઈ કહેતો કે પંડિત તો એક એવા મહાન કાર્યમાં રોકાયા છે કે એમાં જો વિજય મળે તો એ અદ્‌ભુત જ કહેવાય. કોઈ મંત્રની આરાધનાના સર્વાંગી સાહિત્યની તપાસ — ને એનાં વિધિ નિષેધની એવી કાંઈ વાત હતી.

એ વસ્તુમાં જાનુને કાંઈ ગતાગમ ન હતી — પણ એ આ તરુણને પ્રૌઢસ્ત્રીના પ્રેમથી ચાહતી. એમાં કયું તત્ત્વ વધારે હતું — માતાનું કે સ્ત્રીનું — એની તો એને પોતાને પણ ખબર ન હતી, એટલે આજે જ્યારે શંકરના કંઠમાં એણે સ્વરની મીઠાશ — અને મીઠાશમાં રહેલું છાનું દર્દ જોયું ત્યારે એક ક્ષણ-ભર એને એની એકલ નિરાધારતાનો ધ્વનિ સ્પર્શ કરી ગયો. પણ એ શા માટે અત્યારે આમ ગુંજી ઊઠયો એ વાત એ સમજી શકી નહિ.

એ દેખાતો બંધ થયો એટલે એણે બારણું ઉઘાડયું: 'શંકર — કોણ જાણે આંહીં શું દેખી ગયો છે, પંડિતની કોઈ જરા જેટલી નવી વાત થાય કે, જાણે કેમ પોતાનું કામ બગડતું હોય એવા વિચાર-વમળમાં પડી જાય છે! આ જળનું માછલું બની ગયો છે . . . એટલો બધો એકરૂપ! પણ . . . પણ . . .' તેણે વિચાર કરતાં કરતાં પંડિતના અભ્યાસ ખંડમાં પ્રવેશ કર્યો.

[ ૨ ]

આ પંડિત સદાશિવ ભાનુમાર્તંડ, કોણ જાણે શું કરતો, પણ પોતાના આ અભ્યાસખંડમાંથી ભાગ્યે જ બહાર ફરકતો. એને બહાર નીકળતો જોવો એ પણ આશ્ચર્યની પરિસીમા હતી. રાત ને દિવસ—એ આંહીં પોતાનાં પુસ્તકોમાં રહેતો. દરેકે દરેક પુસ્તકને એ ઓળખતો. એટલે એને જોતાં જ, એ આંહી આવ્યું ત્યારથી આજ દિવસ સુધીનું એનું તમામ ઐતિહાસિક રૂપ એની સામે ખડું થઈ જાતું!

શહેરનો આટલો ખૂણો પણ એને એવો મળી ગયો હતો કે ત્યાં આખો દિવસ મૃત્યુ જેવી ગાઢ શાંતિ પ્રસરી રહેતી!

જાનુએ અત્યંત ધીમેથી અંદર પ્રવેશ કર્યો. પંડિત ભાનુમાર્તંડ એક ટાંકણી પડે તો એનો અવાજ પણ તરત પકડી લેતો! એટલે આ બન્ને નોકરો—જાનુ અને શંકર ગોંસાઈ—એવી શાંતિને અને યંત્રવત એકધારા સવારસાંજ જીવનને જ ટેવાઈ ગયાં હતાં. આ ઘરમાં કોઈ દી ઉત્સાહ નહિ, કોઈ દી નિયમભંગ નહિ, કોઈ દી અવાજ નહિ, કોઈ દી કોઈની આવજા નહિ, કોઈ દી કાંઈ કરતાં કાંઈ નવીન નહિ, 'કોઈ દી કાંઇ ફેરફાર નહિ' સવારથી સાંજ સુધી—સઘળી વસ્તુ એક સરખી હમેશના નિયમ પ્રમાણે ચાલ્યા જ કરે! એમાં રજ પણ ફેરફાર નહિ. જરાક પણ અવ્યવસ્થા નહિ!

પંડિતનું સ્થાન, આ જમાનામાં તો, નવી

નવાઈની પ્રદર્શન વસ્તુ જેવું જ ગણાય! એને જો રોટલો કમાવાની ચિંતા હોત તો તો એના બાર જ વાગી જાત! પણ એ ચિંતામાંથી મુક્ત રહી શકે એવું સાધન એની પાસે હતું. એ આંહીથી કોઈ વખત— આઠ દસ વર્ષે એકાદ વખત બહાર ગયો હોય તો ભલે! પણ આડોશપાડોશમાંથી કોઈએ એને બહાર જતો જોયો ન હતો! આ જીવનને ટેવાયલી જાનુ પણ ધીમે શાંત પગલે, જાણે કે પુસ્તકો જાગી ઊઠશે એની બીક લાગતી હોય તેમ અંદર આવી. વાસંતીને એની ખબર પણ રહી નહિ. ટેબલ ઉપર પડેલા કોઈક જૂના પુસ્તક તરફ એ દૃષ્ટિ કરી રહી હતી. તેની પાછળ આવીને જાનુ ઊભી રહી એનું પણ એને ધ્યાન ન રહ્યું! એટલી બધી એ જોવામાં તલ્લીન હતી!

'આ માણસ... એ કેવી નિઃસીમ ધીરજથી એક વસ્તુની પાછળ લાગ્યો છે! એને થાક નહિ લાગતો હોય?'

છેવટના શબ્દો એ જરાક મોટેથી બોલી, પણ પોતાને કોઈ સાંભળતું તો નથી નાં, એ જોવા જરાક પાછી હઠી, ત્યાં પાછળથી જાનુનો અવાજ આવ્યો; અત્યંત ધીમો, એકદમ શાંત, જાણે જેટલી જરૂર હોય તેટલો જ. 'સંભાળજો હો—, થાકની દવા માટે જ આ વખતે પંડિતજી બહાર ગયા છે, એમના એક બાલમિત્રની પાસે.'

વાસંતી ચમકી ઊઠી. એણે પાછળ જોયું તો જાનુ ઊભી હતી.

'કોણ છે એ?' એણે પૂછ્યું.

'કોઈ ડૉક્ટર છે. એ કહે છે તમને કોઈ વાત કરનારની હવે જરૂર છે. તમારા એકાંત જીવનના થાકમાંથી

આ વિષાદ રોગ તમને લાગુ પડચો છે!' વાસંતીનું મન એકદમ જ આ વાક્યમાં રહેલ આશાતંતુને વળગી પડ્યું. પાડોશમાં તમામ જેની મશ્કરીભરેલી નિંદા કરતા હતા, એ પંડિતની મહત્તા એણે વર્ષોથી જાણી હતી. પણ આજે એને પંડિતના પુસ્તકભંડારમાંથી બીજું પણ ઘણું અવનવું મળ્યું! તે પહેલાં એ એક વખત આવી રીતે આવી, ત્યારે પંડિતની શબ્દનાં મૂળ શોધવાની પ્રવૃત્તિ જોઈને, છક્ક થઈ ગઈ હતી.

પોતે પોતાની જાતને કોઈ વિદ્દદચરણે બેસાર-વામાં મહા ભાગ્યોદય સમજનારી હતી. પણ આજે તો પંડિતની એ શબ્દપ્રવૃત્તિની કાંઈ નામ નિશાની એને જોવા મળી નહિ. એને બદલે કોઈક જૂનાં પુસ્તકોમાંથી, જાણે પંડિત, કોઈ મહામંત્રની આરાધના કરી રહ્યો હોય—ને એ આરાધનામાં જ તલ્લીન થઈ ગયો હોય, એવું નવું દશ્ય એને જોવા મળ્યું! જ્યાં જુઓ ત્યાં મંત્ર આરાધનાની પુષ્કળ સામગ્રી પડી હતી! ગમે તેમ પણ આ માણસની પાસે કોઈક એવો મહાન વિષય હતો કે જેમાં એ જીવનની પળેપળ વાપરી રહ્યો હતો!

એવા માણસની પાસે, આ શાંત વાતાવરણમાં, રાત દિન ક્યાં જાય છે એ જાણ્યા વિના, કેવળ એના સંશો-ધનમાંથી રસ લેતાં લેતાં ડૂબી જવાનું—પાણીમાં લવણની પૂતળી માફક થઈ જવાનું એને કેટલું કેટલું મન હતું! સાત સાત વર્ષ થયાં એ વસ્તુની જ એ રાહ જોઈ રહી ન હતી? પણ પંડિત–જેને પોતાના શરીરની ખબર ન હતી એને આ વાસંતીના દિલની શી જાણુ? એવામાં વાસંતી-નું ધ્યાન એકદમ બારણા તરફ ગયું. ધીમેથી પણ ઉતાવળે

પગલે શંકર ગોંસાઈ આવી રહ્યો હતો: 'અરે! એ! જાનુ! પંડિતજી આવ્યા!'

બન્નેનાં ગભરાયેલાં મોંમાંથી એકી સાથે અવાજ નીકળી પડ્યો: 'હેં!'

'હેં શું? આ આવ્યા!' વાસંતી ને જાનુ પાછલે દાદરેથી નીચે ઊતરી જવા માટે દોડ્યાં, પણ એટલામાં શંકરે પાછાં એમને રોક્યાં, 'હવે ત્યાંથી ક્યાં જવાશે? એ બાજુથી તો એ આવી રહ્યા છે! પેલા ડૉક્ટર પણ સાથે છે!'

'ત્યારે?'

એટલામાં તો પંડિતનો ધીમો અવાજ અને એની જ પાછળ આવી રહેલા ડૉક્ટરનાં પગલાં સંભળાયાં. શંકર ગોંસાઈએ બારણું વાસીને, બીજી તરફથી બહાર નીકળતાં, જાનુએ હાથની સહેજ ઈશારતથી, અભ્યાસખંડ પાસેની ભાગ્યે જ ઉઘડતી એક ઓરડીના પાછલા બારણા તરફ, એમને જવાનું કહી દીધું. એ ઉઘાડું હોય તો થોડીવાર ઓરડીમાં બેસી જવાનું ને પછી અનુકૂળતાએ સરકી જવાનું! ઉતાવળથી બન્ને એ તરફ દોડ્યાં ગયાં!

[ ૩ ]

'સારું થયું કે 'ક્રોસીંગ' બીજે જ સ્ટેશને થઈ ગયું, નહિતર તમે આંહીં આવત ને હું તમારે ત્યાં જાત!' પંડિતે અભ્યાસખંડમાં પ્રવેશ કરતાં જ કહ્યું. પરંતુ એ બોલતાં બોલતાં પણ એની દૃષ્ટિ ચારે તરફનાં સેંકડો પુસ્તકો ઉપર ફરી રહી હતી!

ખુરશી ઉપર જગ્યા લેતાં જ ડૉક્ટર ખંડની વ્યવસ્થા અને સ્વચ્છતા જોઈને પહેલાં તો છક થઈ ગયો. આંહીં એક ચબરખી પણ આડી અવળી ન હતી. તે ચારે તરફ જોઈ રહ્યો; પછી એ બોલ્યો; 'એક રીતે એ સારું થાત!'

'શું?'

'તમે ત્યાં ગયા હત—ને હું આંહીં આવત તો.'

'અરર! કેટલો બધો વખત જાત!'

'પણ એટલે આરામ મળત, સદાશિવ! તારે હવે જરૂર આરામની, આળસની, કોઈ બેઠું ગપ્પાં મારે ને તું સાંભળ્યા કરે, એની છે. તને આ જે લાગુ પડયો છે માનસિક ઉદ્વેગનો રોગ—એનો ઉપાય શું તે તને ખબર છે?'

'ના'

'સાવ સહેલો. ગપ્પાં!'

સારું હતું કે ઓરડીના ઝાંખા ઉજાસમાં જાનુની નજરે વાસંતીનો ચહેરો પડ્યો નહિ! એના ઉપર છાનું મીઠું સ્મિતલહરીનું મોજું આવી ગયું હતું.

'આપણે કોલેજમાં હતા, ને પેલો એક કોઈક રાજા જમીનદાર નવાબનો છોકરો આવ્યો હતો, તે પોતાની સાથે એક વાતોડિયો લાવ્યો હતો એ તને સાંભરે છે!' ડૉક્ટરે કહ્યું.

'હા.. હા.. પેલો..'

એક પળભર બન્ને મિત્રો કોલેજના દિવસોમાં રમમાણ થઈ ગયા, પણ પંડિત તો એ એક પળ જાણે નકામી જતી હોય તેમ, પાછો તરત પોતાનાં થોડાંક કાગળિયાં, ટેબલ ઉપર ફેંકવા લાગ્યો!

'તું શું શોધે છે?' ડૉક્ટરે હવે જૂના બાલપણાના મૈત્રીભર્યા અવાજમાં વાત શરૂ કરી.

'તને બતાવવાનું હતું—મેં લગભગ એક હજાર દિવસની આરાધનાને અંતે એક સત્ય શોધ્યું છે..'

'શેનું? વિજ્ઞાનનું છે?'

'ના—ના—આ વિષય તો વિજ્ઞાનથી પણ પર છે. વિજ્ઞાનની કલ્પનાભૂમિ જ જેના વિના અશક્ય છે, એ ચિત્તની સંશોધનાનો આ વિષય છે! એમાં મંત્રસિદ્ધિનો ઘણો મોટો મહિમા છે!'

'રે વેદિયો! તું અલ્યા સદાશિવ! એ વખતે કૉલેજમાં પણ કાંઈક મંતરજંતર કરતો કે નહિ?'

અરધા મજાકમાં બોલાયેલા આ શબ્દો પણ પોતે ન બોલ્યો હોત તો સારું એમ ડૉક્ટરને થઈ આવ્યું. સદાશિવ એક એવી તો ઘેરી વિષાદભરેલી દૃષ્ટિથી એની સામે જોઈ રહ્યો હતો! થોડી વાર પછી એ બોલ્યો, ત્યારે જાણે એના એ શબ્દનો રણકો સાંભળવાને માટે, સામેનાં અસંખ્ય પુસ્તકનાં દરેકે દરેક પાનાં ઉત્સુક હોય એવો ભાસ ડૉક્ટરને થઈ આવ્યો!

આંહીં જાણે સેંકડો જમાનાજૂની વિદ્વદ્‌પરિષદ્ ભરાણી હોય અને પોતે બોલતો હોય તેમ સદાશિવ ગંભીર ચિંતનથી બોલી રહ્યો હતો: 'કેટલીક વસ્તુઓ, જે આપણે ગુમાવી છે, એમનું સંશોધન કરવું એને મેં જીવનધર્મ માન્યો છે. મારું શરીર હવે કામ આપી શકતું નથી, પણ એ જો કામ આપી શકતું હોત, તો હું એક વસ્તુ દુનિયા સમક્ષ મૂકવાનો હતો કે, જે જોઈને, તમે લોકો, જે

ખોટે રવાડે ચડીને અમારી મશ્કરી કરી રહ્યા છો, એને જડબાતોડ જવાબ એમાંથી મળી જાત! આ વસ્તુઓ હવે વેરણછેરણ થઈ ગઈ છે. એના જાણકાર ઓછા થયા છે. એની પરંપરા તૂટી ગઈ છે. મેં જે વસ્તુ સિદ્ધ કરી છે—લગભગ સિદ્ધિને કિનારે આણી છે, એને પણ પૂરી મેળવવા માટે જે શરીરબળ જોઈએ એ મારી પાસે હવે રહ્યું નથી! સિદ્ધિને કાંઠે આણેલી એ વસ્તુ આજે જાવા બેઠી છે!'

ડૉકટર, જે અત્યાર સુધી ગાંભીર્યથી આ રણકો સાંભળી રહ્યો હતો, તેને આ છેલ્લા વાક્યમાં પોતાનો ઉદ્ધાર દેખાયો. એને સદાશિવમાં દીવાનાપણાની એક અદશ્ય રેખા દેખાતી હતી. એટલે એણે તો પોતાના દરદીનો જે રસ્તે ઉદ્ધાર થાય એ રસ્તો તાત્કાલિક પકડી લીધો. એના સિદ્ધાંતના સમર્થન, વિરોધ, ચર્ચા કે વાદવિવાદનો કોઈ પ્રશ્ન જ એણે સ્પર્શ્યો નહિ.

'જો સદાશિવ! આ જે છેલ્લું તું બોલ્યો એ વસ્તુ બરાબર છે. તારે પહેલું શરીર જોઈએ. કેમ ખરું નાં?'

'હા'

'તો તું એમ કર—એક તારાથી નાની ઉમ્મરની—હવે આ તારા મોટી વયે, તું જો પ્રૌઢ સ્ત્રી લાવીશ તો, એનામાં વિનોદતત્ત્વ નહિ હોય. તારે જરૂર છે કોઈક એવી તોફાની, થોડીક લુચ્ચી, પણ સાવ વાતોડિયણ વિનોદી સ્ત્રીની! એને તું લાવીશ એટલે તારે બે ફાયદા થશે. તને કામમાં કેટલા આરામની જરૂર છે એની માત્રા એ જ શોધી આપશે. અને કેટલું કામ કરવાની જરૂર છે એ પછી તું શોધી શકીશ! તેં ભૂલ તો આ કરી

સદાશિવ ! મંજુલા ભાભી ગુજરી ગયાં—પછી ફરી તું ન પરણ્યો એ ઠીક નથી થયું !'

'પણ મને પરણવાની જરૂર લાગી જ નથી. અત્યારે પણ જરૂર લાગતી નથી. જીવનમાં એ વસ્તુનું મને હજી કાંઈ મહત્ત્વ સમજાણું જ નથી!'

'એ બરાબર છે. પણ કેટલીક વખત જીવનનો થાક છેક છેવાડે લાગે છે. અને એવી પછીની જરૂરિયાત ઘણું કરીને વધારે નુકસાનકારક થાય છે!'

'એમ તો હું નથી માનતો..' સદાશિવ બોલ્યો: 'પણ જૂના વખતમાં, કેટલાક મંત્રો એવા પણ થતા, કે જે એક જીવનમાં એક માણસથી સિદ્ધ ન થાય...'

ડૉકટર સાંભળી રહ્યો. એણે પ્રતિકાર ન કર્યો. સદાશિવ આગળ વધ્યો.

'એવું લાગે ત્યારે મંત્રશાસ્ત્રી, પોતાની એ અધુરી આરાધનાને, પોતાના સંતાનદ્વારા, એક નવી પરંપરા સ્થાપીને આગળ ચલાવતો. પોતે જતો—પણ આરાધના રહી જતી ! આવા સંતાનની તો કેળવણી એક વિશિષ્ટ પ્રકારે ચાલતી ! છેક નાનપણથી અને અમુક જ ઢબે. એ ઉછેરનું પણ શાસ્ત્ર છે!'

'બરાબર!' ડૉકટરને એની ધૂનનું નહિ, એના દર્દનું કામ હતું.

'મને પણ લાગે છે, ડૉકટર! મારી આ આરાધનાનો અંત હું મારા આ જીવનમાં જોઈ નહિ શકું. પણ સિદ્ધિની લગભગ છેડે આવેલી એ વસ્તુને મારે પરંપરા દ્વારા આગળ ચલાવવી તો છે જ!'

ડૉક્ટરે ઉતાવળે એનો એ તંતુ જ પકડ્યો: 'એટલે હું તને કહું છું કે તું પરણી લે!'

'એ રીતે એ બરાબર છે. અમારી પાડોશમાં જ...'

વાસંતી ચમકી ઊઠી. જાનુને નવાઈ લાગી. પણ બન્નેમાંથી કોઈ એકબીજાની વાત જાણે તેમ ન હતું.

આનો આટલો નિશ્ચયાત્મક વાર્તાલાપી ભાગ આવ્યા પછી, સદાશિવ ને ડૉક્ટર કાંઈક ધીમેથી બોલતા જણાયા. સરકવાની રાહ જોઈને ઉભેલાં, જાનુ અને વાસંતી—બન્ને કાન દઈને અત્યાર સુધી નીચે મોંએ, સાંભળી રહ્યાં હતાં, એમણે વાર્તાનો દોર તૂટતાં જરાક ક્ષોભ અનુભવીને એક બીજાની સામે ઝાંખા અજવાળામાં ઊંચું જોયું. વાસંતીના ચહેરા ઉપર પથરાઈ ગયેલી સુરખી જોતાં, જાનુને આશ્ચર્ય થયું, 'અરે! આ છોકરી!' એનું મન, મનમાં મોટેથી હસી પડ્યું! 'ક્યાં આ છોકરી અને ક્યાં આ વેરાગી?'

પણ એની વિચારમાળા અટકી પડી. પાસેથી બારણા ઉપર એક ધીમો ટકોરો સંભળાયો. શંકર ગોંસાઈ અંગુઠા ઉપર ધીમે ધીમે અંદર આવ્યો: 'જાનુ! હવે બહાર સરકી જા, જો—પછી તો વખત નહિ રહે, એ બન્ને જણા અંદર પુસ્તકો જોવામાં પડ્યા છે!'

બન્ને જણાં ધીમે ધીમે બહાર સરકી ગયાં.

[ ૪ ]

કોઈ દિવસ બહાર ન નીકળનારા સદાશિવને, ત્યાર પછી થોડા દિવસે, સવારના પહોરમાં જ ડૉક્ટર સાથે બહાર જતો જોઈને, જાનુ અને શંકર ગોંસાઈ આશ્ચર્યમાં

ડૂબી ગયાં !

સદાશિવ ગયો એટલે તે એકબીજાની સામે જોઈ રહ્યાં. એટલું બધું શાંત, એકધારું, નિયમિત જીવન આંહીં વર્ષો થયાં ચાલી રહ્યું હતું કે એમાં જરાક જેટલો થતો ફેરફાર — એમને હવે અસહ્ય જણાતો હતો. થોડીવાર તો બન્ને બોલ્યા નહિ. પછી ગોંસાઈ પોતાનો ધીમો સુરીલો માંડ માંડ પોતે સાંભળે તેવો કંઠ છેડતો, નીચે જવા ઊપડયો.

‘ ક્યાં જાય છે, ગોંસાઈ ? ’

‘ હું — ? ખાસ ક્યાંય નહિ. જરાક મારું જૂનું ગળું જોઉં છું ! જૂનું ! હવે આંહીં મજા નહિ રહે ! આ પંડિતજી — ચોક્કસ કોઈક બૈરુ આંહીં આવશે ! ’

‘ કેમ અલ્યા ? બૈરું લાવવાથી તારું શું બગડી જશે ? તું ય પણ દેખાય છે બૈરાંઅદેખો ! ’ જાનુને પેલી છોકરીનો સુરખી ભરેલો ચહેરો સાંભરી રહ્યો. એ આવે તો કેવું સારું ! એમ ઇચ્છી રહી.

‘ જાનુ ! એમ નથી. મેં તો મને જીવનથી પણ વહાલી એવી એક ચીજ છોડી છે એ આજે સાંભરી આવે છે. તને સાંભરે છે ? હું આંહીં આવ્યો ત્યારે મારી આંખમાં આંસુ રોકાતાં નહિ — અને સુકાતાં નહિ ! ’

‘ હા, તું જાણે ઝૂર્યા કરતો. કોને તું સંભારી રહ્યો’તો અલ્યા ? કોઈને ઘેર મૂકીને આવ્યો’તો ? તારે તો કોઈ હતું નહિ ! ’

‘ મારે કોણ હતું ? હું કોણ છું એ હજી પણ મને ક્યાં ખબર છે ? મારે ઘર, માતાપિતા, ભાઈ, ભગિની, જે

ક્રાંઈ કહો તે એક પેલો વાંસનો કટકો હતો—મારી વાંસળી ! હું આંહીં આવ્યો, આશ્રય મળ્યો, નિરાધારતા હતી, એટલે આપણા આ ઘરને અનુરૂપ બની જવા માટે, મેં એ મારી અત્યંત પ્રિય વસ્તુને છોડી દીધી, અને તજી જ દીધી. આજ હવે મને, જાનુ ! એ સાંભરે છે. એને મેં છોડી ન હોત—તો એ મને કોઈ દિવસ છોડત નહિ ! મેં એને જ્યાં મૂકી રાખી છે — એક ઝાડની ઊંચી ડાળીની પોલાણમાં — આજ એને હવે હું લેવા જાઉં છું !'

'ગાંડો રે ! ગાંડો ! અલ્યા! તું તે ગાંડો છે?'

'ગાંડો ? એમાં શું ગાંડો ?'

'માણસ માત્રને પોતાનો શોક વહેવાની પોતાની રીત હોય છે. એવી એક આ રીત છે ! આ પંડિતજી પરણશે — આ અવસ્થાએ — પછી એ જેવા છે તેવા નહિ રહી શકે ! હવે આંહીની મજા ગઈ ! અત્યાર સુધી કેવું બધું — પળે પળમાં—ગોઠવાયલું હતું ! મને તો આ હવાનો રંગ જ લાગી ગયો હતો ! પણ . . હવે . . .'

નીચેથી કોઈના આવવાના ભણકારા સંભળાયા. જાનુએ દૃષ્ટિ કરી: 'આ તો શંકર ! પેલી જ છોકરી છે . . પણ આ બીજી કોણ છે ?'

સદાશિવ પંડિત, ડૉકટર, બે છોકરીઓ, એક કોઈક આધેડ ઉમ્મરનું બૈરું આવતાં દેખાયાં. બન્ને જણા માટે આ વસ્તુ — વર્ષો પછી બનતી આ વસ્તુ — જાણે ઘર્ષણ જેવી લાગતી હતી. તે શાંત રીતે એક તરફ ઊભાં રહી ગયાં !

એ અંદર ગયાં કે શંકર તરફ જાનુ ફરી : 'આ છોકરી તો પેલી — આંહીં આવી હતી એ છે — પણ આ

બીજી કોણ છે?'

'મોટી પણ એ લાગે છે!'

થોડી વાર સુધી એ સૌ અહીં તહીં ફરતાં, વાતો કરતાં, બોલતાં જણાયાં. થોડી વાર થઇ ત્યાં તો એક સોની પણ દેખાયો!

'જાનુ!' શંકર ગોંસાઈની અવાજની અનાથતાએ જાનુને ક્ષુબ્ધ કરી દીધી:

'અલ્યા! શું છે તારે?'

'મને — મેં જે દ્રોહ કર્યો છે — મારી જાતકમાણીની વસ્તુનો — એ લાગી આવે છે. મારી પાસે એ આનંદ હોત — તો આજ આ લાગત નહિ! આંહીં તું હવે જોજે ને...!'

'હવે જોયું એ તો! તું તારે બેઠો મજો કરને! હું છું ને! અને આ છોકરી..'

એનું વાક્ય અધુરું રહી ગયું. પેલી મોટી છોકરી બારણું ઉઘાડીને બહાર આવી હતી: તેણે કાંઈક રૂઆબથી, થોડાક માલિકીપણાના ભાનથી પૂછ્યું: 'શંકર ગોંસાઈ કોણ? તુમ?'

'હાં જી! મેં..' શંકર આગળ આવ્યો.

'યે તુમ્હારી પાસ રકખો — પંડિત સાહેબ ફિર મંગવાયેગા..' એણે બે ચાર સોનાના દાગીના એના હાથમાં સોંપ્યા.

શંકર વિચારમાં પડી ગયો. જાનુનું મોં પણ લેવાઈ ગયું હતું. 'આ જ લાગે છે, શંકર!'

જાનુનું અનુમાન સાચું હતું. પંડિતની :વાત, બે

બહેનોમાંથી જે મોટી હતી, તેની સાથે જ કુદરતી રીતે થઈ હતી. ડૉક્ટર તો પછી તરત જ પોતાને ઘેર જવા ઉપડી ગયા હતા, પણ ડૉક્ટર એ વિશે વિશેષ પત્રવ્યવહારથી નક્કી કરે એમ ઠર્યું હતું.

તે રાતે પંડિત અચાનક ઊંઘમાંથી જાગી ગયા. આસપાસ ક્યાંયથી કોઈની મધુર વાંસળીનો નાદ આવી રહ્યો હતો !

પોતાના એકધ્યેયી જીવનમાંથી આજે પહેલી વખત પંડિતને ખબર પડી કે સ્વરની પણ અજબ મીઠાશ છે ! અવાજ માત્રથી ભડકનારા પંડિતને આ અત્યારે શાંત રાત્રિમાં પવનની પાંખે ચડીને આવતા બંસીનાદની મીઠાશ ગજબની લાગી !

સવારમાં, કોઈ દિવસ નહિ ને આજે સવારમાં જ્યારે એણે જાનુને પૂછ્યું કે રાતે તેં કાંઈ સાંભળ્યું હતું, ત્યારે પોતે જે સાંભળતી હતી તે માનતી ન હોય તેમ જાનુ પંડિતની સામે ઘડીભર તો ઊભી જ રહી. આવો પ્રશ્ન પંડિતજીએ એની જિંદગીમાં ને આ ઘરમાં તો પહેલો જ કર્યો હતો.

'હોવે શા'બ ! કો'ક વાંસળી વગાડી રહ્યું'તું ઈની વાત કરો છો ?'

'હા.'

'અરે ! એ તો આપણો આ શંકરિયો !'

'રાતે બહાર ગયો'તો એ ?' પંડિતે બીજો સવાલ પૂછ્યો: 'રાતે બહાર જાય છે એ ?'

પણ એટલામાં શંકર જ ત્યાંથી નીકળતાં પંડિતે એને

ઊભો રાખી દીધો. જાનુને લાગ્યું કે હવે આજે જ કાં તો એને ચાલ્યા જવાનું કહી દેશે. તે વચ્ચે બોલી: 'મારે તમને એક કહેવાનું છે.' પણ પંડિતે તેને બોલતી અટકાવી દીધી:

'ગોંસાઈ!'

પોતાનું નામ આ પ્રમાણે ઉચ્ચારાતું જોઈને જ ગોંસાઈને તો નવાઈ લાગી. તે ઊભો રહી ગયો. બોલ્યા વિના, નિયમ પ્રમાણે તો પંડિતની સામે જોઈ રહ્યો હતો, એની ઇચ્છા જાણવા.

'ગોંસાઈ! આ તેં ક્યારે મેળવી?'

પંડિતે તો પોતાની રીત પ્રમાણે પૂછ્યું હતું. એને એમ કહેવાનું હતું કે આ 'વસ્તુ' તેં ક્યારે મેળવી. શંકર ગોંસાઈ વાંસળીનું સમજ્યો.

'એ મેં મેળવી નથી સાહેબ! એ તો મારી જ હતી!'

'હેં! તારી જ હતી? પણ તેં તો એ કોઈ દિવસ અમને બતાવી નથી!' પંડિતને શંકરની આ છાની ઉપાસનાનો રંગ લાગ્યો.

'એ તો મેં છોડી દીધી હતી!'

'છોડી દીધી હતી? શાની વાત કરે છે તું?'

'કેમ સા'બ! હું આંહી આવ્યો ત્યારે આ જાણતો'તો. અમારે તો મનમોજનું એક જ સાધન. સૌને એના ઉપર જ મન જાય. પણ આંહીં આવ્યો, આપણી આંહીંની વાત જાણી, જાનુએ મને કહ્યું કે આંહીં તો જરાક પણ કાંઈ સંભળાય માટે ભારે અણગમો છે એટલે મેં એ તજી દીધી.'

'ક્યાં ?'

'મેં એને તજી દીધી'તી, ત્યાં એક ઝાડના પોલાણમાં એ રાખી મૂકી'તી. આજ પાછી એ સાંભરી.'

પંડિત સાંભળી રહ્યો. એને આ અણઘડ જેવા છોકરાની પાસે રહેલી આ વસ્તુમાં આકર્ષણ લાગ્યું.

'મારે સાહેબ ! હવે જાવાનું છે !' શંકરે જરાક થોભીને કહ્યું.

'ક્યાં ?'

'જયાં આ લઈ જાય ત્યાં !' પોતાના ખીસામાંથી પેલી વાંસળી કાઢી શંકરે પંડિતની સામે એ ધરી. પંડિત એની સામે જોઈ રહ્યો. પછી એ ધીમેથી ઊઠયો. શંકર પાસે ગયો. એના ખભા ઉપર હાથ મૂકયો.

'અલ્યા ! તારા જીવનની આટલી બધી મીઠાશ — તેં સંઘરી રાખી'તી, ને વળી દાબી દીધી'તી — મારે માટે થઈને, અને હું તને હવે જાવા દે'શ . . એમ ?'

પણ ગોંસાઈ તો આટલું બોલી ગયો—જાવાનું, ત્યાં જ એનું મન ભરાઈ આવ્યું'તું, એ હવે વધારે વખત ત્યાં ઊભો રહી શકયો નહિ. એ ત્યાંથી તરત પાછો હઠયો ને સરકવા માંડયો.

જાનુએ કાંઈક કહેવાનું અધુરું રાખ્યું હતું એ પંડિતને યાદ આવ્યું: 'જાનુ ! તું શું કે'તી'તી ?'

'એ તો સા'બ ! શંકરે કહ્યું તે. એને હવે આંહીં ગોઠશે નહિ !'

'ગોઠશે નહિ ? કેમ ? શું છે ?'

'એ તો સા'બ ! હવે મારાં બા આવશે . . અને

આ જે આવવાનાં છે . . . પણ સા'બ ! પેલી બીજી . .' જાનુને કેમ બોલવું ને શું બોલવું એ કાંઈ સૂઝયું નહિ. એટલે એણે તૂટક શબ્દોમાં જ બધું રહેવા દીધું. પંડિતને કાંઈક તો સમજાયું. એણે શરૂ કરવા ધારેલા નવા જીવનને લીધે આ લોકો મૂંઝાય છે એટલો સાર એમાંથી એણે કાઢ્યો. પણ અત્યારે વાત આગળ ન વધારતાં એ પોતાના અભ્યાસખંડમાં ચાલ્યો ગયો. એ સીધો જ પોતાના એક કબાટ પાસે જઈને ઊભો રહ્યો. એને એમાંથી એક નોંધ જોવાની હતી તે સાંભરી આવ્યું હતું !

પંડિતે પોતાના નિયમ પ્રમાણે ઊંચી ઘોડી ઉપર ચડીને ધીમે ધીમે કબાટનાં ઉપલાં ખાનાંમાં ખાંખાંખોળાં શરૂ કર્યાં. પણ એનું મન કાંઈક સંભારી રહ્યું હતું. પોતે આ કબાટમાં આવી રીતે એક બે પુસ્તકો આડાંઅવળાં કેમ મૂકયાં હશે એ એને સમજાતું ન હતું. એનો નિયમ તો પુસ્તકો અમુક રીતે ગોઠવવાનો હતો. જાનુ તો આંહીં કોઈ ચીજને અડતી ન હતી. એને લાગ્યું કે એને અવસ્થાનો રંગ ચડતો થયો છે !

અચાનક એક પુસ્તક ખેંચ્યું. એક તદ્દન ઝીણું એવું કાંઈક કબાટના ખાનામાંથી ઊડીને નીચે પડતું એની દૃષ્ટિએ પડયું. કુતૂહલથી એ શું હશે એ જોઈ રહ્યો. ધીમેથી નીચે ઊતર્યો. જમીન ઉપર પડેલું એક ઝીણું સરખું મોતી એની નજરે ચડયું. એણે એ ઉપાડી લીધું. એના મનમાં એક વિચાર આવ્યોઃ ' આ આંહીં કયાંથી ? જાનુ તો કોઈ દિવસ એક પણ પુસ્તકને અડતી નથી. અને આ ઊંચા કબાટના ઊંચા ખાનામાં પુસ્તકોને તો કોઈ અડે નહિ !

ત્યારે આ આંહીં ક્યાંથી ?'

એને સાંભર્યું. ડૉકટર સાથે આવેલી તે દિવસની છોકરીઓમાંથી તો કોઈને આંહીં આ ચોપડીને અડકતાં એણે જોયેલ નહિ. વાસંતી આંહીં તંહી આંટા મારતી'તી. પણ ઉપર તો એણે પણ જોયું નથી !

'પણ ત્યારે આ ત્યાં આવ્યું ક્યાંથી ?

'પેલો શંકર ગોંસાઈ—પણ એ તો મોતીનું કાંઈ પહેરતો નથી.'

પંડિતને આ એક કોયડો થઈ પડ્યો.

એણે જાનુને બોલાવી.

જાનુ દોડતી આવી. પંડિતે તેની સામે જોયું.

જાનુના મનમાં ધ્રાસ્કો પડ્યો. નક્કી પેલી ચીબાવલી છોકરી તે દિવસે આવી હતી એણે કાંઈક ગોટો કર્યો લાગે છે !

'જાનુ ! આંહીં કોઈ આવ્યું'તું ?'

'ક્યારે ?'

પંડિતને સાંભર્યું કે પોતે થોડા વખત જ માત્ર ઘર છોડ્યું હતું—તે દિવસ. સિવાય તો કોઈ આવવાનો સંભવ ન હતો.

'ગમે ત્યારે ! આ ચોપડીઓ—બે ત્રણ આડી અવળી પડી છે. તું અડી'તી ? ઉપર ત્યાં તો કોણ ચડવા જાય ?'

'ચોપડીને ? અરે ના . . રે સા'બ ! એને હું ક્યારે અડું છું તે ? એને તો તમે જ ફેરવ ફેરવ કરો છો !'

'પણ ત્યારે . ., ત્યારે . . .'

જાનુની ચકોર દૃષ્ટિએ પંડિતને પોતાની હથેળીમાં કાંઈક ચળકતું હતું તે તરફ નજર કરતો જોયો.

તે પામી ગઈ. પેલી ચીબાવલી — ચોક્કસ એણે આંહીં કાંઈક પોતાનું મોતી બોતી પાડી નાખ્યું લાગે છે. એક ક્ષણ એ મનમાં વિચારી રહી. પછી એણે ઉતાવળે કહ્યું:

'એ તો સા'બ ! પેલી છોકરી . . .'

'ત્યારે તો હું આંહીં હતો. ડૉક્ટર હતા. એણે ઉપર દૃષ્ટિ પણ કરી નથી . . . નાનકડી, ચોપડીઓ જો જો કરતી'તી ! બીજી હતી નાની એ; પણ એ આંહીં નીચે જ ફરતી હતી. ને આ તો ઊડ્યું ઉપરથી !'

'શું છે સા'બ ?'

પંડિતે પોતાની હથેળીમાં રહેલું એક ઝીણું નાનકડું, સ્ત્રીઓની વાળીમાં આવે છે તેવું, મોતી બતાવ્યું !

જાનુ જોઈ રહી. એણે અનુમાન કર્યું. ચોક્કસ એ વાસંતી, થોડો વખત આંહીં એકલી ફરી, એમાં ઉપલા કબાટની ચોપડીઓ પણ જોવા માંડી હશે ! ને ત્યાં ધ્યાન બા'રૂં આ, કબાટમાં મોં નાખતાં, અંદર પડ્યું હશે ! વાત છુપાવવા જાતાં ચીકણું થાશે. ને ઠીક છે, એ રીતે એ છોકરીની પંડિતને ખબર પણ પડશે !

'ત્યારે તો સા'બ ! એ પેલી બીજી છોકરી છે — વસતી — કે વાસતી . . .'

'વાસંતી !'

'હા. એ એનું છે !'

'તેં કેમ જાણ્યું ? ને ત્યાં ઉપર ક્યાંથી !'

'સા'બ ! એને આ તમારાં ચોપડાંની ગજબની લગની

લાગી લાગે છે. તે પહેલાં — બહુ પહેલાં — યાદ છે?'

'છ — સાત વરસ પહેલાં?'

'હા, હા, ત્યારે પણ, તમે ગયા ને તરત આવી. એ તો ગાંડાની જેમ વળગે છે. મને પંડિતજીનું કબાટ, ચોપડી, ટેબલ, લેખણ, બધું જોવા જ દે!'

'કોણ? શાની તું વાત કરે છે, જાનુ?' પંડિતજી આશ્ચર્યમાં આગળ વધ્યો.

'સા'બ! એ છોકરી — બીજી નાનકડી છે, વાસંતી એની!'

'આંહીં એ આવી'તી? ક્યારે?'

'તમે હમણાં થોડા દિ પહેલાં બહાર ગયા — ને એ જ પ્રમાણે ગાંડાની પેઠે મને વળગી. પછી સા'બ! ના પણ કેટલીક પાડવી? એ તો આંહીં ઊભી ઊભી જાણે જોયા જ કરે છે!'

'હેં!...'

પંડિત તો આભો જ થઈ ગયો. એનું મન અંતરમાં ઊંડું ને ઊંડું ને ઊંડું ઊતરી રહ્યું હતું.

'પોતાની આ જેવી તેવી આરાધના...' એના મનમાં વિચાર આવી રહ્યો હતો...'એણે પણ... એક આ જુવાનને, એક આ વાસંતીને, વસ્તુની લગની લગાડી હતી. શંકર ગોંસાઈ પોતાની કેટલી મીઠાશ અંતરમાં સંઘરી રહ્યો હતો — કે જેથી મારી આ સાધના ચાલતી રહે! ને આ વાસંતી — એની તો મને ખબર જ હમણાં મળે છે! અને બીજા પણ આવા ને આવા કોઈ નહિ હોય?'

પંડિતે મનમાં કાંઈક નિશ્ચય કર્યો હોય તેમ તે ટેબલ તરફ ગયો. જાનુના પેલા અધુરા શબ્દોનો મર્મ પણ એણે હવે કળ્યો હતો. પોતાની જેવી તેવી પણ આરાધના કાંઈ અફળ નથી, એ વિશ્વાસે પ્રેર્યો હોય તેમ એ એક કાગળ લખી રહ્યો હતો.

જીવનને હવે નવી તાજગી આપવાની નહિ — વધારે આરાધનાની એને જરૂર લાગી હતી.

તે ડોકટરને કાગળ લખી રહ્યો હતો.

# ગોકળનો ગોકુળ, ગોકુળનો શેખર!

**ભગવાન** મહાકાલની આવતી કાલ — એને મન સમયોનો કોઈ હિસાબ નથી. એટલે એ ગમે તે ક્ષણે આવે. એવી એક આવતી કાલની આ કથનિકા છે.

*

શેખર, સવારે સાડા સાતે 'સાર્વજનિક ભોજનઘર'ના એક હજાર નવસો બોંતેર નંબરના ઓરડામાં ઘંટડી નાદે જાગ્યો ત્યારે એના મનમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો. આજ એને અત્યારે ઊઠીને ભોજનઘરની 'કાર્ય-વહેંચણી'માં જવાનું ન હતું. પૂરા નવ માસ સુધી એણે પોતાના દેશનું કામ કર્યું હતું. હવે એ આજથી ત્રણ માસ સુધી ગમે ત્યાં ફરવાને, રખડવાને, મજા કરવાને માટે છુટ્ટો હતો. એનો વિચાર દક્ષિણી સમુદ્રના કિનારે જવાનો હતો.

એ દક્ષિણી સમુદ્ર એણે એક વખત જોયો હતો, ત્યારથી જ એનું પ્રશાન્ત ગંભીર મહાસાગરી સ્વરૂપ એના

મનમાં બેસી ગયું હતું. એક વખત એને કિનારે આવીને થોડા દિવસ કાંઈ પણ કામ વિના, બસ સવારથી સાંજ સુધી, બેસી જ રહેવાનો એનો વિચાર હતો. એવું પરમ શાંત મનોહર એ સ્થાન હતું કે એનો ખ્યાલ માત્ર આવતાં એનું મન જાણે નિરતિશય આનંદ આનંદ અનુભવી રહ્યું હતું!

પોતે મૂળ તો ભરવાડનો છોકરો હતો. ભણવાનું, લખવાનું, વાંચવાનું, બોલવાનું, એને કાંઈ આવડતું ન હતું. એ તો એનું એક જ ભણતર જાણતો, ઢોર ઉછેરનું. એમાં પણ ઢોરનાં આડાં ભાંગવામાં એનો હાથ — અદ્‌ભુત ગણાતો. પરંતુ એને બરાબર સાંભરતું હતું કે, એ જમાનો એવો હતો, જ્યારે એની ગણના ભૂતના ભાઈમાં થતી! ત્યારે એનું નામ ગોકળ હતું.

ત્યાર પછી વખત બદલાયો. ગામડાના ઉદ્ધારની વાતો આવી. ઠેકાણે ઠેકાણે ભાષણો થતાં ગોકળે સાંભળ્યાં. મોટરે ચડી ચડીને ભાષણ કરવાવાળા — સવારે આવતા ને સાંજરે પાછા ભોં ભોં કરતા ભાગી જતા. એમાંથી કોઈ આ ગામડામાં શોભતું નહિ!

આ ગોકળ પાસે તો કાંઈ વાચા હતી નહિ. એની પાસે તો આ એક અદ્‌ભુત કરામત હતી. સુંથિયું લઈને ઢોરનાં ગમે તેવાં આડાં એ ભાંગી દેતો! ભગવાન લેખે એ કામ કરતો — ને એને માટે કોઈની પાસેથી એક રાતી પાઈ પણ લેતો નહિ. એનું ગુજરાનનું સાધન એનાં ઢોરાં.

ગોકળને કોઈએ કહ્યું : 'અલ્યા! હવે તો સર-

કાર બદલાણી છે. હવે તું શહેરમાં જા — તો આ તારી વાતની કદર કરવાવાળો કોઈક ને કોઈક નીકળશે. અત્યારે નવાં નવાં કામ સરકાર કાઢે છે, એમાં તારા જેવાને સંઘરી લેશે!'

ગોકળને એમ કે' મારું બેટું, આ ભણેલું આખું ટોળું તો કાંઈ ગપ નહિ મારતું હોય? એ તો ઉપડ્યો શહેર તરફ. એને કાંઈ પૈસાની કદરની વાત, એના મનમાં રમી રહી હતી, તેવું પણ ન હતું. પણ એના મનમાં એમ આવ્યું કે મારે કંઈ છોકરું છૈયું છે નહિ, આ મારી વાત મારી સાથે મરી જાશે, તો મારી અવગત થાશે. કે' છે કે, હવે આપણા દેશની વાતુંને પણ સરકાર સાંભળે છે તો લાવની આ મારી વાત પણ કરું!

એ શહેરમાં પહોંચ્યો તો અજબ થઈ ગયો. તે પહેલાં તો કચેરીમાં એને કોઈ પેસવા જ દેતું નહિ. અને હવે તો સામે પૂછવા આવે છે, 'શું કામ છે?'

એણે એક ભાઈ ચાલ્યા જતા હતા એને ઊભા રાખ્યા: 'હેં ભાઈ! આ ગામડું સુધારવાની ને ઢોરની વાતુંની 'હાફીસ' ક્યાં હશે?'

પેલા ભાઈ ઘણા વિનમ્ર દેખાયા. મોં ઉપર જાણે હાસ્ય તો રેલાઇ રહ્યું હતું. તેણે બે હાથ પણ જોડ્યા. પછી પૂછ્યું: 'શું કામ છે તમારે?'

'આ અમારે અભણને બીજું તો શું કામ હોય? એ'ક વાત હું જાણું છું ઈ કરવાની છે!'

'શેની છે?'

'ઢોરનું આડું ભાંગવાની!'

'આહું!' પેલા બિચારા ભાઈ ગભરાઈ ગયા. એ ઘણા, માંડ માંડ ગોખી ગોખીને પાસ થઈ ગયા હતા, પણ આ આખી પરિભાષા એમને માટે નવી હતી. ઢોરખાતાના એ જ અધિકારી હતા. અને અત્યારે જ એની ઑફિસમાં એક પરિષદ મળવાની હતી. ઇંગ્લંડ અમેરિકાની ડીગ્રી મેળવેલા કેટલાય આવવાના હતા, અને ઢોર ઉછેરની જ ચર્ચા રાખી હતી. એને એક વિચાર આવ્યો. વિચારની નવીનતાથી પોતાને જે આનંદ થયો એ રીતે એમણે એ તરત અપનાવી લીધો. આ સામે ઉભેલો માણસ પણ કિમતી ગણાય, એ ખ્યાલ તો એમને પણ આવેલો નહિ. એમણે તરત કહ્યું:

'તમારું નામ શું?'

'ગોકળ!'

'ગોકૂલ...' એમણે તરત એ સુધાર્યું, ને ગોકળને બદલે પોતે 'ગોકૂલ' કહીને એને માન આપ્યું હતું, એ ખ્યાલે એમને આત્મસંતોષ થયો. આ બધા, હજી પડી પડી પણ, આ ભારતની પ્રજા છે, એવા કલ્પનાશીલ ગૌરવમાં રાચવાનો પ્રાથમિક પાઠ તો શીખતા હતા, એટલે આ પડેલી પ્રજામાં પ્રાણની જે અજબ ચેતના વસી રહી છે, એને પિછાનનારા બન્યા ન હતા: પોતે જાણે, કાંઈક પ્રજાને ભેટ આપવા નીકળ્યા હોય એમ, ઇનામ વહેંચનારા વર્ગમાં જ હજી એ રહ્યા હતા!

'એમ કરો, ગોકૂલ... અમારી એક મીટીંગ—અરે! અમે એક મેળો...' એ શબ્દ પણ ખોટો હતો. એ બિચારા, શબ્દની મૂંઝવણમાં પડી ગયા. ત્યાં ગોકળ

બોલ્યો; 'ડાયરો હશે !'

'હાં, અમે એક ડાયરો આજ મેળવ્યો છે. ત્રણ વાગે, તમે ત્યાં આવો. તમારે શું કહેવાનું છે ?'

'મારે તો આ આડાં ભાંગવાનું. કોક એ શીખવા વાળો રાખો તો સારું. હું હવે ગલઢો થયો. હાથ મારો, મોરૂંકાના જેવો જોરદાર રયો નથી ....'

પણ પેલા ભાઈની મોટામાં મોટી મૂંઝવણ આ હતી. સરકારે તો 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'માં જે ડીગ્રી-ધારીઓની હારમાળાની માગણી કરેલી, એમાં એણે ફર-ફરિયું ફેંકેલું ને ડીગ્રીઓનો એણે ઠીક શંભુમેળો કરેલો, એટલે પસંદગી તો તરત એની થઈ ગઈ! પણ જ્યાં ભાષાના જ વાંધા હતા, ત્યાં ઢોરની પરિભાષા તો એ ક્યાંથી જાણતો હોય ?

એણે ગોકૂલને ત્રણ વાગે એ 'ડાયરા'માં બોલાવ્યો.

પણ પછી 'ગોકૂલ'માં શું છે એ જાણવા માટે એક ખાસ નિષ્ણાત કમીટી નીમાઈ.

છ મહિને ને છ હજાર રૂપિયાના ખરચે એ નિષ્ણાત કમિટીએ 'રિપોર્ટ' આપ્યો કે ગોકૂલની 'મેથડ' અવૈજ્ઞાનિક ને અવ્યવહારુ છે! થઈ રહ્યું. ગોકળ વગર દોકડે ઢોરનાં આડાં ભાંગતો રહ્યો !

પણ ગોકલને એક ફાયદો થયો. સરકારી દફતરે એનું નામ ગોકળ નહિ, પણ 'ગોકૂલ' લખાતું થયું !

[ ૨ ]

પણ કાળ કાંઈ કોઈની થોડી શરમ રાખે છે ? એક

સમય પાછો એવો આવ્યો જ્યારે દેશની તમામે તમામ કાચીપેદાશની ખોજ થાવા માંડી. દેશની ભાષા ગોતાવા માંડી. માણસધન ગોતાવા માંડ્યું. પરિભાષાની તપાસ થવા માંડી. જૂનું, નવું, કથાનું, દંતકથાનું, લોકોક્તિનું, વહેમનું, વિચારનું તમામે તમામ વસ્તુનું અગ્નિમાં દહન થઈ થઈને, કુંદન થવા માંડ્યું ! એ વખત હજી ગોકળ તો પોતાના એક સુંથિયાને આધારે પોતાની આરાધના કરી જ રહ્યો હતો. એટલા પંથકમાં દસ દસ ગાઉની ભોંના માલધારી તો એને જ ભગવાન જાણતા હતા !

પણ આ જે નવો સંક્રાન્તિ કાળ આવ્યો — એણે ગામડેગામડાની શેરીએ શેરીને હલાવી મૂકી. હવે મોટરમાં ભાષણ ફેંકનારા આવતા ન હતા. હવે ક્યાંય મોટર જ ન હતી ! આવો અજબ ફેરફાર આવી રહ્યો હતો. મોટર દરરોજ આવતી — પણ કોઈ માણસની કે શેઠિયાની નહિ; સરકારની. અને ગામડામાંથી કોઈને શહેરમાં જાવા પણ જ રહ્યું ન હતું. ઠેકાણે — ઠેકાણે, હજારો માણસો રહી શકે એવાં, ભોજનાલયો ઊભાં થયાં હતાં. એમાં સૌ સાથે રહેતા. સાથે રમે. સાથે જમે. સાથે સૂએ. દરેકના જીવનની તમામ જવાબદારી સરકારને માથે હતી. દરેકને અમુક કલાકનું કામ સરકારને આપવાનું હતું. એના બદલામાં એને રહેવાનું મળતું, ખાવાનું મળતું, હરવાફરવાનું મળતું, ગમ્મત વિનોદ આનંદ મળતાં. કોઈને કાંઈ ઘર જેવું હતું નહિ કે પાછળ શું થાશે એની ચિંતા ન હતી ! કોઈને વંઠાવેલો જ મળે નહિ ને ! કોણ કોનું છોકરું — એ મફતની ચિંતા કોઈ કરતું નહિ !

ભોજનાલયોમાં સૌ જમે. શેઠિયો મારો બેટો 'રેફ્રિજેટર'માંથી લઈને કેરી કાપીને ખાય, ને દારૂ ઢીંચતો મજૂર ખાળમાં પડ્યો હોય — એ આખો જમાનો જ જાણે ચાલ્યો ગયો હતો. તે પછી વળી, પેલા વકીલાતમાં કામી કામીને, પાંચ પચીસ લાખ જમે રાખી, માસ્તરોને સેવક થવાની શિખામણ આપનારાઓનો સેવક જમાનો આવ્યો — એ પણ ચાલ્યો ગયો. આ એક નવો જ કાળ આવ્યો હતો !

ઈંદ્રને પણ ઈર્ષા થાય એવાં મનોરમ ઉદ્યાનો આખા દેશમાં ઠેર ઠેર પથરાઈ ગયાં હતાં. શહેરો ને ગામડાં — એવો કોઈ ભેદ રહ્યો ન હતો. ઠેકાણે ઠેકાણે ભોજનાલયોની વસાહતો હતી. ને એ સઘળી વસાહતોને સાંકળી લેતી રસ્તારચનાની જમાવટ હતી. ભોજન, વસ્ત્ર, રહેઠાણ, ઉદ્યાન, કેળવણી, સંસ્કાર, તંદુરસ્તી, દુનિયાનો સંસર્ગ — એ તમામ બાબતોમાં માણસ માણસની વચ્ચે ભેદ જ રહ્યો ન હતો.

સરકારી ન્યાયાધીશોની મોટરો હવે ગામડે ફરતી — ગામડિયાઓ કોર્ટમાં ધક્કા ખાતા એ જમાનો ગયો હતો અને આ ન્યાયાધીશોને પણ કોઈક માણસ ખોટી રીતે આળસુ રહ્યો હોય કે ખોટો સંગ્રહ કરતો હોય એનો જ ન્યાય આપવાનો હોય! ઘરના ને જમીન દબાવવાના, બારી બારણાના, ખાળના ને પાણી જવાના માર્ગના એ સઘળા કેસ જ નીકળી ગયા હતા ! વકીલવર્ગ જ મળે નહિ ! એ તમામને, છોકરાં બુદ્ધિવાળા સવાલ કેમ પૂછતા થાય, એ શીખવવાનું કામ સોંપ્યું હતું ! જ્યાં કોઈને ઘર જ

ન હતું — ત્યાં જમીન દબાવવાની વાત જ ક્યાં રહી? એ વખતે જે ફેરફાર થયો તેમાં નામના પણ ફેરફાર થયા. ભીખલો ને પુંજલો ને રાઘવો ને ગોકળિયો ને ગોબરો ને — એવાં એવાં નામ જ નીકળી ગયાં. એ વખતે ગોકળમાંથી ગોકૂલ થયેલો 'એ હવે શેખર' બન્યો હતો. એ વખતે એને એક સરકારી માખણ કાર્યાલયમાં રહેવાની 'ટીકીટ' મળી ગઈ.

એ 'માખણ કાર્યાલય'માં રહેતો. પોતાના નિયમિત કામના કલાક ભર્યા પછી સૌ ભોજનાલયમાં જતા. ત્યાં સૌને ભોજનની ટીકીટ મળતી, ને ત્યારપછી હરવા-ફરવા માટે 'મોટર'ની, સીનેમા જોવાવાળાને સીનેમાની, નાટકની, ઉદ્યાનપ્રવેશની, નૃત્યની, પ્રદર્શનની — એમ જેને જે જોઈએ તે ટીકિટો, સરકાર તરફથી મળતી. એટલે કોઈને ગામડું ને શહેર એવો ભેદ જ રહ્યો ન હતો!

શેખર પોતે જ એક ભેંશનું આડું ભાંગવા છસો માઈલ દૂર એરોપ્લેનમાં ગયો હતો — ને પાછો ભોજન વખતે આવી ગયો હતો! એની પાસે રહીને બીજા અનેક માણસો — એની હાથની કરામતને, વૈજ્ઞાનિક મદદથી વધુ ને વધુ સામાન્ય સફળતા કેમ મળે, એની નોંધ કરતા હતા! વ્યક્તિમાંથી સમષ્ટિ કરવાનો એક મહાન પ્રયાસ થઈ રહ્યો હતો!

ગોકળને આ વાતાવરણમાંથી જે સંસ્કાર મળ્યો, એણે એને દક્ષિણી સમુદ્રની શાંતિમાં રહેલી અજબ જેવી સુંદરતાનો શોખીન બનાવ્યો હતો.

પણ એણે બરાબર નવ મહિના સરકારી કામ કરવાનું

હતું. એ કામ નવ મહિનાનું થાય — ત્યારે એને ત્રણ મહિનાની પ્રવાસ ટીકિટ મળતી. એ લઈને એ આખા દેશભરમાં ગમે ત્યાં જઈ શકતો.

આજ જ્યારે એ પોતાના ઓરડામાં ઘંટડી નાદે જાગ્યો ત્યારે એના મનમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો !

આજે નેવું દિવસનો પહેલો દિવસ હતો, ને પહેલા દિવસનો પહેલો કલાક હતો.

સાઠ વર્ષના શેખરમાં સોળ વરસના તરુણનું ચેતન એટલા માટે સ્ફુરી રહ્યું હતું !

## ખાનદાની

'અરે! નો ફેર પડે બાપા! નાં.' છેલ્લા નો ને કાંઈક અનુસ્વાર મૂકીને બોલતો ભગલો ગાડીવાળો સુથીના રૂપિયા બે લઈ ને ગયો, ત્યારે મારી માશીએ કહ્યું કે 'ભાઈ! ધ્યાન રાખજો હો — આ નો'ય તમારી શે'રવાળી વાત. સુથી તમારે લેવી જોઈએ, વખતે સવારે આવ્યો ન આવ્યો, એને બદલે ઉલટાની તમે આપી બેઠા છો, ત્યારથી જ એ તમારું પાણી તો માપી ગયો છે! તમારી ભેગું જોખમ છે. ભગલો મહા હોશિયાર છે. તમને કળાવા નહીં દે — ને આંખમાંથી કણું કાઢે એમ કાઢી જાશે, માટે હવે ધ્યાન રાખજો!'

દીધી શિખામણની પેઠે મને એ કાંઈ મહત્ત્વનું લાગ્યું નહિ. સવારે સાડા ત્રણ વાગ્યે ભગલો બરાબર ઉઠાડવા આવી ગયો હતો, તે સાડા ચાર વાગ્યા ત્યાં તો ગાડું જોડી, બળદના ઉપર ઠંડીને લીધે ઝુલ નાખી, ગાડામાં પરાળ પાથરી, ઉપર એક બુંગણુ ને ઠીક જેવું ગોદડું ઢાંકી, આવીને ફળીમાં અમે તાપણું કરેલું–ચા તૈયાર કરવા માટે, ત્યાં

તાપવા બેસી ગયો.

'કાં ભગાભાઈ!'

'હા, ભાઈ, આવી ગયો છું. તમતારે તૈયાર થઈને કે'જો. આપણું કામ 'કંપલેટ' છે.'

થોડીવારમાં હું તૈયાર થઈ ગયો. ગાડા સુધી માશી વળાવા આવ્યાં. ગાડામાં કોઈક ઘુમટો કાઢીને બેઠું હતું, હું ભડક્યો. માશી પણ ભડક્યાં. આ વળી બીજું થડિયું ભગલો ક્યાંથી લાવ્યો? આપણે તો આખું ગાડું ઠરાવ્યું'તું. ભગલો એ કળી ગયો: 'ઈ તો વાઘાની વૌ છે માશી, રસ્તામાં ઊતરી જાવાનાં છે!'

વાઘો ભગાનો છોકરો હતો, છોકરાને ને બાપને ભડતું નહિ, એટલે પરદેશ ભાગી ગયો'તો. માશીએ એ વાત મને કરી હતી.

'ભલે ભલે, ક્યાં ગાવકડે જાતાં હશે?'

'હં અં. ગાવકડે જાય છે. ન્યાંઈના મામાએ પારાણુ બેહારી છે!'

'એમ?'

માશીને તો આ વાત જરાક ધરપત જેવી લાગી. છતાં એણે મને જતી વખતે કહ્યું: 'ભાઈ! સંભાળીને જજો હો. મેં શું કહ્યું છે? ને જઈને તરત કાગળ લખજો હો!'

માશીએ હરીકેન ફાનસ ઊંચુ કરીને 'એલી વૌ! તારું મોઢું તો જોવા દે?' કહીને વહુના ઘૂમટાને ઊંચો કરાવ્યો: 'હં ને, ભગાભાઈ! વહુ તો ગોતી છે સોપારીના કટકા જેવી! છે વાઘલાના કાંઈ સમાચાર?'

'એ ઓટીવાર મુંબઈમાં રખડે !'

'અને નામ શું એલી ?'

'રૂપાળી !'

'લે, આ તો નામે પણ ભારે છે !'

ખેદભરેલું, કાંઈક શ્યામ, પણ તેજસ્વી, સુંદર ગણાય તેવું મોં મારી નજરે ચડયું. એમાં અજબ જેવી સરલતા દેખાણી. મને પણ એક ધરપત લાગી કે પોતાના છોકરાની વહુ ભેગી છે, એટલે ભગલો આખે રસ્તે ધ્યાન રાખશે !

ગાડું ઊપડયું. થોડેક સુધી તો કોઈ કાંઈ બોલ્યું નહિ. પણ ગામનું સાન્નિધ્ય મૂકીને સીમને પંથે એ પડયું, એટલે એનો ચીડુ ચીડુ અવાજ એકલો, કાનને ખટકવા લાગ્યો. આખી સીમ જાણે સૂતી હતી. કોક છેટે તાપણું દેખાતું હતું—કે વખતે શિયાળિયાંનું રોવું સંભળાતું હતું. રાત ચાંદની હતી. ને રસ્તે આવતાં જતાં ઝાડવાં ભયંકર ટોળીનાં માણસ જેવાં દેખાઈ, પછી પાસે આવતાં ઝાડ બની જતાં હતાં. કોઈ જગ્યામાં ઝુંડ આવતું, કે ધાટી છાયા દેખાતી ત્યાં જરાક ભય લાગતો. પણ એવે વખતે ભગલો, 'હો હો ! અરે તારીને ઉપાડે ઉપરવાળો . . .' એમ કહીને બળદને જોરથી હાંકી લેતો હતો.

એમ ને એમ થોડેક દૂર ગયા એટલે ભગલો બોલ્યો, 'કાકા ! . . .'

લે ! માળો આ પણ ખરો છે. મને જુવાન છોકરાને કાકો બનાવ્યો, બીજું તો ઠીક, પણ આ રૂપાળી બિચારી મને જુવાન છોકરો ધારીને, જરાક સીમની હવા લેવા ઊંચી લાજ કરત, તે આ કાકા શબ્દે મને ગલઢો ધારીને ઘૂમ-

ટાને વધારે જોરમાં પકડી રાખશે.

મેં એની સામે તરત મારો વિરોધ નોંધાવ્યોઃ 'ભગા-ભાઈ! તમે પણ ઠીક છો. હું તો તમારા ભાણુઆ જેવડો માંડ હઈશ. હું કાકો ક્યાંનો?'

'ઈ તો ઈમ બોલવાની ટેવ પડી, કાકા! આપણે કાંક વાત ઉપાડો તો મારગ ખૂટે!'

'તમે જ કરોને ભગાભાઈ! તમારી પાસે તો ભંડાર હોય!'

'ભંડાર તો શું —? પણ કોક તમારા જેવા વેદવાને વાત કહી હોય તે વળી હૈયે રઈ જાય! અમારે ભાડવાત ગાડાવાળાને તો વાંસળી — ને વાતું — બે જ વાનાં મારગ-ખૂટામણ!'

'એવી એક વાત કાઢો તંઈ ભગાભાઈ!'

ભગાએ એક બીડી કાઢી. એને ચેતાવી. બે ચાર ફૂંક એની લીધી, ને ધુમાડો બહાર કાઢ્યો. પછી વળી ધુમાડાને ગળામાં ભર્યો. ભગાએ વાત માંડી :

'આ એક સમાની વાત છે. કોને ખબર સમો તો કીયો હશે? પણ એક શે'રમાં, એક મોટા શેઠ રહે. હિંમતલાલ શેઠ એનું નામ. એનો દેશદેશાવરમાં વેપાર હાલે.

'શેઠને ખોટમાં ખોટ શેર માટીની ખોટ. ભગવાનને કરવું છે તે શેઠને છોકરો આવ્યો. એનું નામ લાભચંદ પાડ્યું. લાભચંદ તો મોટો થયો. એનું વેવિશાળ પડખે ગામડે કર્યું. બે'ય લોંઠાઃ બે'ય ભલામાણસ! વડ.

'એક એકને ગાંજ્યા જાય નહિ એવા. લાભચંદને સાત ગામની શેઠાઈ તો એના સાસરા ન્યાલચંદને ત્યાં પંદર

ગામની શેઠાઈ. ન્યાલચંદની દીકરી પણ જાણે કંડારેલી આરસપૂતળી ! દીકરી એકની એક, પાણી માગે ત્યાં દૂધ આપીને મોટી કરેલી. ફુલકુંવર એનું નામ. ન્યાલચંદે દીકરી તો આપી–સાયબી જોઈને–પણ મન હજી એનું માને નહિ !

'હવે તમે તો અલકમલકની વાતું સમજો છો, દુનિયામાં દખીમાં દખી દીકરીનો બાપ. લોઠો વેવાઈ મળે તોય દખ. દીકરીનું માન રાખે નો રાખે. ને મારા જેવો કરમ-બુંધિયાળ હોય તો તો ધાનના જ વાંધા થાય ! એટલે દીકરીને તો આમેય દખ ને આમેય દખ.

'ન્યાલચંદ શેઠનું પણ મન માને નહિ. એને એમ થાય કે સાયેબી તો આજ છે ને કાલ નથી. પણ જો હૈયા-ઉકલત અસલ ખાનદાની હોય તો જાણવું કે, ભલે સૂરજ ઉગમણેથી આથમણો જાય — પણ આ ઈનામાં મીનમેખ નો થાય !

'પછી એણે તો કરી એક જુક્તિ: લગન લખવાની વાત હાલે છે, ને બધી તૈયારીયું થાય છે, ને ઈમાં ધા ભેગા ધસરકાંની પેઠે, એક બીજી વાત વે'તી મૂકી. કોક ગોતી કાઢયો મારા જેવો અદક પાંહળીનો. વાત વે'તી મૂકી કે ન્યાલચંદ શેઠનું અવળી પાઘડીવાળું થાય એવું છે !

'આ ઠેર ઠેર વાત ચરચાવા માંડી. હિમ્મતલાલ શેઠને કાને વાત આવી. લાભચંદે પણ જાણ્યું. ત્યાં તો ખાતરી થાય ઈવા સમાચાર મળ્યા કે શેઠ ન્યાલચંદ શેઠ તો ડૂબ્યા છે. ઘરમાં બે ટંકના ય વાંધા આવે એવી ખેંચ છે !

'હિમ્મતલાલે એક બે વખત ન્યાલચંદને કહેવરાવ્યું, પણ ત્યાંથી કાંઈ જવાબ જ આવે નહિ !

'પોતે ઘોડી રૂપિયા પાંચસોની રોઝડી રાખે, એટલે ઊપડયા તરત હિમ્મતલાલ શેઠને મળવા.

'જ્યાં ગામને પાદર આવ્યા ત્યાં તો, વાત હાલે કે ભાઈ! લખમીનો તે ભરોંસો હોય?

'ન્યાલચંદ શેઠને ત્યાં ગયા તો ભાઈ! ખંભાતી લાગેલાં. આડોશપાડોશમાં પૂછ્યુંઃ 'શેઠ ક્યાં ગયા?'

'ભાઈ! ભાગી ગ્યા લાગે છે. કે'છે મોટી ખોટ ગઈ છે!'

'પણ પત્તો ક્યાંય? તમને તો ખબર હશે નાં ક્યાં ભાગ્યા?'

'આ અડખે પડખે — ઈ ના ઘરાકા ગામડામાં હશે. બીજે જઈ જઈને ક્યાં જાય?'

'હિમ્મતલાલે તો ઘોડી મારી મૂકી. ગોતી કાઢ્યા ન્યાલચંદ શેઠને!

'ન્યાલચંદે તો એમને જોયા ને ભારે દખનો દેખાવ કર્યો. કીયે ભાઈ, હું તો હવે મૂઆ વાંકે જીવું છું. માથે વાળ જેટલું છે. તમે છૂટા. વડ વડમાં વિવા શોભે!'

'એમ નહીં શેઠ!' હિમ્મતલાલે કહ્યું: 'વાત કરો કેટલા પૈસા જોઈએ? વેપાર છે, આજ તમારો મોભો સાચવવાનો છે, કાલ મારો મોભો સાચવવાનો હોય. બોલો એટલે, કાલ લાભચંદ આપી જાય. બીજી વાત નહિ!'

'તમારી વાત સાચી છે હિમ્મતલાલ શેઠ! પણ ભાંગ્યું ગાડે વલાય, કાંઈ ડૂબ્યાં વા'ણ તરે? આ તો વા'ણ ડૂબ્યું છે!'

'કાંઈ ફકર નહિ શેઠ,' હિમ્મતલાલ શેઠ હિમ્મત આપે

છે. ' તમે ભલામાણુસ! આંકડો બોલો ને!'

'પણ ન્યાલચંદ શેઠ શું આંકડો બોલે? ન્યાં કયાં ખોટ ગઈ'તી?

'આ ખાનદાનીની ઈમ પરીક્ષા થાતી'તી જી. તમને માથે પડે તંઈ હારે ઊભો રે' ઈ સગો કર્યો કામનો. આ તો ખાનદાનીની વાત છે ભાઈ!'

ભગાની વાત પૂરી થવા આવી, ત્યાં મારગ જરાક વળાંક લેતો હતો. ચંદ્રમાના કિરણમાં રૂપાળી પોતાનું મોં મારી સામે રાખીને બેઠી સાંભળતી હતી, અને કોણ જાણે શું ચાનક ચડયું તે લાંબો પગ કરીને મારા અંગુઠાને એણે પગ અડાડયો!

હું તો ભડકયો. મારી બેટી! આ પણ કોક નટકટ લાગે છે. મેં ઊંચે નજર કરી. અજવાળું હતું ને રૂપાળીએ કાંઈક મને નિશાની કરી હું એ કાંઈ સમજ્યો નહિ.

'હવે અમારી વૌને, તો આ ઊતરવાનું આવ્યું કાકા!'

ગામ કોક પાસે આવતું હતું. પણ રૂપાળીએ મને ફરી નિશાની કરી, ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

એણે નાકે આંગળી ધરીને પે'લાં તો મને મૂંગા રહેવાની સૂચના કરી. હું બોલ્યા વિના તેની સામે જોઈ રહ્યો. માત્ર નિશાનીથી જ ભગલાની પૂરેપૂરી સ્વભાવવાત જાણે મને કહી દેતી હોય, અને તે પણ ઉતાવળમાં જ, કારણ કે એને ઊતરવાનું ઠેકાણું આવી રહ્યું હતું, તેમ રૂપાળી, જેટલું મૂકી શકાય તેટલું બળ હાથમાં મૂકીને ગળે હાથ ફેરવી રહી હતી: અને મને ચેતાવી રહી હતી!

મને લાગ્યું કે આ બાઈ વખતે ગાંડી હશે, પણ એના

ચહેરામાં ક્યાંય ગાંડપણની નિશાની ન હતી !

એટલામાં રૂપાળીને ઊતરવાનું આવ્યું. એણે ઊતરતી વખતે જાણી જોઈને મારો પગ દબાવ્યો ને લાજમાંથી જેટલી વાણી, આંખમાંથી બોલી શકાય એટલી એ બોલી રહી ! એમાં હવે તો મને ચેતાવી દેવાની ચોખ્ખી નિશાની હતી ! પોટલું બગલમાં મારીને એ ઊતરી ગઈ !

રૂપાળી ગઈ ને ભગાએ ગાડાને ઉપાડયું, મને માશીએ કહ્યું હતું, એ યાદ આવ્યું. આણે ક્યાંક કો'કને આગળ તો રાખ્યા નહિ હોય ?

' આનદાનીની એવી વાત છે કાકા ! વિશ્વાહ — વિશ્વાહ તો માણહ માણહનો કરે ને રાખે તો જ દુનિયા હાલે !'

ભગો હવે પાછો પોતાની જાડીભાષા વાપરી રહ્યો હતો. પણ ભગાએ, મેં જોયું કે, ગાડું હવે જોરમાં ઉપાડયું હતું. ને મારી સાથે વાત ઉપર વાત, કાંઈ ને કાંઈ ટીકા કરતો હતો. પણ મને રૂપાળીની વાતની હવે ધડ બેસવા માંડી હતી. એટલે ભગાની વાતને હોંકારો આપતો હતો પણ હું નજર તો રસ્તા ઉપર જ રાખી રહ્યો હતો !

અચાનક ગાડાને રસ્તે, આગળ થોડે છેટે, બે માણસ, જાળા પછવાડે સંતાતા હોય એવું મને લાગ્યું.

મને ખાત્રી થઈ ગઈ કે આણે કોઈકને આંહીં ઉભા રાખ્યા છે, ને ચોક્કસ આજ મારો વારો છે. રાતે એ ઠરાવી ગયો હતો, અમને વિશ્વાસ આવે માટે દીકરાની વહુને ભેગી બેસારી હતી. રૂપાળી — એ બાઈમાં માણસાઈ દેખાતી હતી — નહિતર એ મને શું કરવા નિશાની કરે ? અને માશીએ પણ શું કહ્યું હતું ?

મેં કહ્યું: 'ભગાભાઈ! ગાંડું પાછું લ્યો ને!'

'કેમ કાકા, કાંઈ પડી ગયું?'

'આ એક નાનકડું પોટલું તમારી વૌ ઉપાડતાં ગ્યાં લાગે છે!'

'હોય નહિ!'

'એમ જ છે. આ એક આ રહ્યું: બીજું વહુ ભૂલમાં લઈ ગયાં લાગે છે!'

'કાંઈ જોખમ જેવું તો નો'તું નાં?'

હું વિચાર કરી રહ્યો: શું જવાબ આપવો ફાયદાકારક હતો? જોખમ જેવું નો'તું એમ કહું તો એ તરત સમજે કે, ત્યારે જોખમ તો આ બીજા પોટલામાં હશે. ને તો તો ગાડાને તરત દોડાવે — દોડાવે એટલે પેલા બે — સંતાણા છે, એ તરત ગાડું રોકે. જો કહું કે જોખમ જેવું એમાં હતું — પણ એટલામાં મારા મગજમાં એક વીજળી વિચાર આવ્યો. આ રૂપાળી, દેખાવ ઉપરથી જ એ એકદમ સાદી, વિશ્વાસપાત્ર બાઈ હતી. એણે મારું પોટલું જાણી જોઈને જ ઉપાડ્યું નહિ હોય?

એટલામાં તો ગાડા પછવાડેથી કોક બે માણસની બૂમ સંભળાણી: 'એ ભગલાભાઈ! ભગલાભાઈ હે!'

અત્યાર સુધી મજેની વાત કરતો ભગલો ખીજાણો: 'આજ તો પણ બેટીની થઈ છે! તમારા જેવાનું ભાડું સા'બ! અમને આકરું પડી જાય. તમારા માલનેય તમે હાચવો નહિ આ વૌના કાકા બે'ય, પોટલાં લઈને જ આવતા લાગે છે.'

એટલામાં તો બે જણા આવી પહોંચ્યા. ભગો ઉતાવળો

થતો હતો. પણ મેં એમને દીઠા — ને હું તરત કળી ગયો. એમના હાથમાં પોટલું હતું!

'આ લઈ લ્યો, ભાઈ! હાલો હવે, આપણે પાછું પોંચાશે નહિ!'

'ભગાભાઈ! હવે જાણે તમે એમ સમજો ને કે ભગવાને આપણી આબરૂ રાખી:— આ ભાઈ આવ્યા છે શું એનું નામ?'

'લખમણ!'

'ત્યારે લખમણભાઈ! તમે જાતે ગામમાંથી થોડુંક દૂધ લાવો . . .'

'શું કરવા? કાકા! અટાણે ચોરને કાંધ મારે એવે ટાણે! દૂધ અટાણે ક્યાંથી?'

'દૂધ તો રૂપાળીબાએ મોકલ્યું છે, આ રીયું!' એમાંથી એક જણ હાથનો લોટો બતાવીને બોલ્યો.

'બસ! ભગાભાઈ! તમે એમ સમજો ને, ભગવાને આબરૂ રાખી દીધી!'

ભગો ધૂંઆંપૂંઆં થાવા માંડ્યો હતો. પણ હવે એનું દરેક વર્તન મારે મન દીવા જેવું થઈ ગયું હતું.

'ભગાભાઈ! તમતારે દેવતા પાડોને ભલા માણસ! આંઈ જ ચા બનાવીએ!'

'આંઈ કોણ કાકો લાકડાં આપશે!'

'અરે આ જાળું રયું! આંઈ તો લાકડાં જ લાકડાં—' મેં રસ્તાથી જરાક આઘે કરગઠીયા પડ્યાં હતાં તે વીણવા માંડ્યાં. છેટે જાળા પાસે, રસ્તા ઉપર આઘે, હજી બે ત્રણ ધોળાં લૂગડાં દેખાઈ રહ્યાં હતાં! બંદૂક જેવું હથિયાર નહિ

હોય — નકર તો બેઠા રહે નહિ. પણ હતા ખરા ત્યાં. ભગો ત્યાં માર ખવરાવત!

મેં તો ઝપાટાબંધ દેવતા સળગાવી મોટો ભડકો કરી દીધો. મારી નજર તો ત્યાં પેલી જગ્યા ઉપર જ હતી.

'શું જુઓ છો ભાઈ!' ભગાએ હવે ગઈ બાજીનો પાઠ ભણુવા માંડયો.

'ઈ તો...'

'આંઈ દેખાય છે કોક વખત... સવારની કોર — આપણે હરમત રાખીએ તો હાલ્યા જાય — ચરિતર. કોક અવગતિયા હોય નાં?' હું હસ્યો.

'અરે! ભગાભાઈ! ભગવાન સૌનો છે નાં? આ તમારી રૂપાળીબાને જોને, આપણું દખ હૈયે વસ્યું, તે ચાનું દૂધ મોકલ્યું, તો આપણે ચા ભેગા થ્યા!'

'રૂપાળી બા તો કે' આ પોટલું પહોંચાડો ને પહોંચાડો — તો જ હા. નકર ના!' રૂપાળીનો કાકો બોલ્યો.

ભગલો હજી પ્રયત્ન કરતો હતો: 'લ્યો ભાઈ...હવે...'

'હવે તો ભગાભાઈ! ચા પાણી તૈયાર થાય, પછી હુંગો મંગાવશું ગામમાંથી, કોક દુકાન તો વે'લી ઉઘડશે નાં!'

ભગો પાણીમાં બેસી જતો બોલ્યો: 'આજ પણ થઈ છે માથે!'

'ખાનદાનીની વાત તમે કરી ભગાભાઈ! હવે હું તમને એક વાત કહીશ' મેં કહ્યું, 'આપણે ચા પાણી તો થાવા દ્યો!'

'અરે પણ ભાઈ! આજ તો ભારે થઈ!'

'હોય ઈ તો ભગાભાઈ!' મેં કહ્યું: 'ભગવાને લાજ રાખી એમ સમજો ને!'

## હતા ત્યાં ને ત્યાં

લગભગ વીશ વર્ષની નોકરી પછી મીઠારામ, માસ્તરમાંથી ઈન્સ્પેક્ટર થયા, એટલે તે દિવસે બપોરે એમણે નિશાળમાંથી આવતાં જ વહુને કહ્યું:

'મણી, આજ જરા કંસાર બનાવજો !'

માસ્તરે પોતાના જીવનમાં, વહુને નામથી બોલાવવાનો રિવાજ દાખલ કર્યો હતો.

મણી માસ્તરની સામે જોઈ રહી: 'કંસાર ?'

'હા કેમ ? કંસાર ને મગ ! આપણે હવે ઈન્સ્પેક્ટર' કહેવાશું !'

'પગાર વધ્યો ?'

'પગાર પછી વધશે; હોદ્દો તો વધ્યો !'

મણીએ કંસાર બનાવ્યો એટલે બપોરના બે વાગે જમી કારવી, હમણાં જ શહેરમાં ખાસ જઈને સિવડાવેલો ખાખી કોટ પહેરી, હાથમાં લાકડી રાખી, એક ચામડાની બેગ લઈ, મીઠારામ નવાપરાની સ્કૂલના હેડમાસ્તર સાહેબ—હવે નવા હોદ્દાની રુઈએ, આજમ મહેરબાન ઈન્સ્પેક્ટર સાહેબ, પરીક્ષાનું ચક્કર ફરવા નીકળ્યા. તે પહેલાં એમણે એક સૂરતી સાહેબને જોયેલો. તે પાન કાથો ચૂનો

સાથે રાખતો. એટલા માટે મીઠારામે પણ પાનપેટી સાથે લીધી હતી.

એક છોકરાના હાથમાં પાનપેટી, બીજા છોકરાના હાથમાં તેમનું પોટલું, ત્રીજાના હાથમાં ઑફિસરોને શોભે તેવી ચામડાની બૅગ, એક આસિસ્ટંટ પાછળ પાણીનો કુંજો લઈને આવતો હતો, બીજો રસ્તામાંથી બાવળનું દાતણ કાપી લેવા સૂડી લઈને આવતો હતો — એવા બાદશાહી ઠાઠમાઠ સાથે મીઠારામ ઇન્સ્પેક્ટર બનીને નીકળ્યા.

ગામને પાદર એક ગાડું એમને માટે તૈયાર રાખવાનું હતું. પણ હજી ગાડાવાળો આવ્યો ન હતો. એટલે વડલા હેઠે મીઠારામ ગાડાની રાહ જોતા ઊભા. ને એવા મોટા માણસને હરકત ન થાય માટે વડલા હેઠે એક બે ગધેડાં ઊભાં હતાં, તેમને આસિસ્ટંટ વજેરામે કાઢી મૂક્યાં.

એટલામાં શીમમાંથી ખોખડધજ ગાડું, નરસિંહ મહેતાના વિવાહવિધિની સ્પર્ધા કરે તેવા બે ખાંડિયાબાંડિયા બળદ, ને ગાડામાં એક ગાભો પાથરીને, ઉકો પટેલ આ બાજુ આવતો જણાયો.

મીઠારામને માફા વિનાનું ગાડું જોઈને જરાક ખોટું લાગ્યું, પણ તેમણે મન વાળી લીધું

એટલામાં ઉકો આવ્યો.

'પસાયતો મોડું કહેવા આવ્યો નાં?' તે આવતાં વેંત બોલ્યો: 'ગાડું આજ જોતું હોય તો કાલ નો કહેવરાવીએ? પણ કીધું કાંઈ નહિ, ન્યાં ક્યાં કોઈ મોટા અમલદાર છે તે કામનો ખોટીપો થવાનો છે? તમારે તો છોકરાંવની પરકસા લેવા જાવું હશે નાં?'

મીઠારામનો પિત્તો ગયો. તેણે રોફથી કહ્યું:

'એટલે? એ કામ તું ઓછું અગત્યનું ગણે છે એમ?'

ઉકો કાંઈ સમજ્યો નહિ. એણે તો હાંક્યે રાખ્યું.

'ઉપર બુંગણુનો માફો પણ ન મળ્યો. કીધું ન્યાં ક્યાં કોઈ અમલદાર છે તી મનદખ થાશે? માહતર છે ઈને કોણ ન્યાં અમલદારમાં ગણે છે, તી માફાની જરૂર પડે? અટલે પછી હું તો ગાડું જોડીને નીકળ્યો. આવતો'તો ત્યાં ઘરવાળીએ વળી ગાભો નાખી દીધો છે — તી તમારે એહવા થાશે!'

મીઠારામ કાંઈ બોલ્યા નહિ પણ એમણે ઈન્સ્પેક્ટરના હોદ્દા વિષે કરેલી કલ્પના છિન્નભિન્ન થઈ જતી લાગી. તે બોલ્યાચાલ્યા વિના અંદર જોવા માંડ્યા: સામાન કેમ ગોઠવવો એની વ્યવસ્થા માટે. એટલામાં તો ઉકો પાછો બોલ્યો:

'અરે! પણુ માહતર! તમે વળી આ આટલો બધો લબાચો શું કરવા ભેગો લીધો છે? ન્યાં ક્યાં તમને ગામેગામ લોક મળવા આવવાનું છે, તી આ લબાચો ભેગો ફેરવો છે? તમારું ગાડું દેખીને છોકરાં ઝાંપેથી હુડિયો કરશે તી નિહાળ હુધી: ને નિહાળેથી પાછા નીકળશો તંઈ હુડિયો કરશે, તે ઝાંપા હુધી. આવું અમલદારી ટાપટીપિયું આપણે તે પોહાય? આપણે માહતર!'

મીઠારામને ખાઈ ગઈ'તી, પણ કરે શું? ને ઉકો કાંઈ વિરામચિન્હમાં સમજતો લાગ્યો નહિ.

એણે તો બોલ્યાચાલ્યા વિના કુંજો અંદર મૂક્યો.

'આ ઈ તમારો કુંજો જ પે'લવે'લાં તો ગાભો પલાળશે. ઓણીકોર તો છોકરે પલાળ્યો છે, એટલે મેં

ફેરવી નાખ્યો છે, ત્યાં આણીકોર તમે પલાળો ! ભઈસા'બ મેં તો 'પાંચ સાત માહતર' જોયા, પણ બધાય આવા છોકરમતિયા ! હવે આ ઈ તમારો કુંજો કેમ હચવાશે?'

મીઠારામે કચવાતે મને કુંજો આસિસ્ટંટને પાછો આપ્યો: 'આ તમે પાછો લઈ જાઓ, વજેરામ ! આ માણસને આપણા 'મિશન'નું કાંઈ જ્ઞાન નથી.'

'અરે આપણે તો માહતર ! ધોરિયા આવશે ન્યાં પાણી પી લેહું; પછી કુંજાનું હું કામ? ન્યાં કયાં હજી એવો કાળો ઉનાળો બેઠો છે?'

પોટલું, બેગ, દફતર, સોટી, પાનપેટી, એમ સઘળું અંદર ગોઠવી, મીઠારામ વહીવટદારની પેઠે બેઠા. એણે વહીવટદારોને ઠાઠમાઠથી બેસતા જોયેલા. આજ આ તક મળી એટલે એ પણ એમ બેઠા ને જરાક ઠાઠમાઠ બરાબર લાગે માટે પાનપેટી કાઢી, પાન બનાવવા લાગ્યા.

ઉકો બોલ્યો, 'એક પાંદડું મને ય દેજો માહતર ! રાતું મોં હારૂં લાગે છે માળું — મેં તો એક દી ખાધું'તું, તમને હાંભરે છે? કેમ વળી કનુભાના વિવામાં, તમેય અમારી હારે જ હતાને, ગાદલાં ગોદડાં ગણવામાં — આ ઈને પાંચ છ વરહ થ્યાં, ત્યાં આજ તમારી પાંહે પાછું પાંદડું દીઠું!'

મીઠારામને આસિસ્ટંટો ને છોકરાંઓની હાજરી હવે માનહાનિ કરનારી લાગી. એટલે તેમને એણે જવાની રજા આપી. તેણે જરાક તપીને ઉકાને કહ્યું:

'અલ્યા તું કેવો છે?'

'કેમ વળી કીવા તે? સગર !'

'કાંઈ માણુસ બાણુસ જુએ છે ખરો કે ભરડયે જ

રાખે છે?'

'કીમ માણુહ નંઈ ઓળખતા હઈં? એમ તો મેં ય દરબારી વેઠ વરહોવરહ કરી છે હો! વહીવટદાર ફોજ-દારને ય લઈ ગ્યો છું ને! માણુહ ન ઓળખં'ઇ ઇમ કાંઈ હોય?'

'તો તું મને શું ધારે છે?'

'કેમ વળી? તમને હું ધારે? તમે માહતર — છોકરાં ભણાવો — ઇમાં બીજું હું ધારવું'તું?'

'ના ના, મૂરખ! હવે હું ઈન્સ્પેકટર છું — ઈન્સ્પે-કટર સમજ્યો?'

'પુલીસના?'

'ના — ના — પરીક્ષાનો સાહેબ!'

'હં, હં, — છોકરાવને તપાહવાવાળા — ઈવા તે ઘણાય સાં'બ આવે છે!'

'તો પછી? ઈ હોદ્દો તારી નજરમાં કાંઈ નહિ એમ?'

ઉક્કો કાંઈક સમજ્યો. એ બોલ્યો: 'અરે એવું હોય માબાપ! તમે તો ગરુને ઠેકાણે. તમે શીધો આપવા જોગ. એવું હોય માબાપ!'

મીઠારામને એક અફસોસ તો રહી ગયો કે સાળું, ખાસ ખાખી પોલીસ–કપડું મંગાવીને મેં ઈન્સ્પેકટર થતાં જ હાફકોટ કરાવ્યો, ને એમાં બટન પણ મોટાં પિત્તળનાં નખાવ્યાં, તો'ય મારો બેટો, આ કણબો, હજી મને 'માહ-તર'માં જ ગણે છે! એમણે છેવટે એ જંગલી સાથે સંભા-ષણ બંધ કરવા, એક છાપું કાઢ્યું. માણસનો સંસર્ગ ટાળવા માટે ભણેલાઓનું એ અમોઘ હથિયાર છે! વળી આ તો

છાપું અંગ્રેજી હતું. પોતે અંગ્રેજી ભણ્યા ન હતા, પણ જાહેરખબરનાં ચિત્રો જોવા લાગ્યા !

ત્યાં ઉકાએ ગાડું હાંક્યું ને પૂછ્યું: 'આ તો પરદેશી આંકડા લાગે છે! કીડીના ટાંગા જેવા !'

'એમાં તને ભૂતને શી સમજ પડે?' મીઠારામને છેવટે ઘા મારવાની તક મળતાં તેણે તે તરત આનંદપૂર્વક વધાવી લીધી. અને ઉમેર્યું: 'એમાં તું ભૂત શું સમજે?'

'હા બાપુ! ઈ તો હાચું! અમારું વરણ તો બોથું કે'વાય. તમ જેવા કોઈ એ આંકડા હમજાવે તો હમજાઇ !'

'તું એમાં કાંઈ સમજે તેમ નથી—તને કહ્યું તો ખરું!'

'હા, બાપુ હા!'

ગાડાખેડુ થોડીવારમાં શાંત થઈ ગયો. ને ગાડું ચાલવા લાગ્યું.

પણ ગાભો નીચેથી ભીનો હતો—ઉકાએ ફેરવ્યો હતો, છતાં એની નૈસર્ગિક સુગંધ કાંઈ જાય? ફોરમ તો હજી છૂટતી હતી, એટલે મીઠારામે કાંઈક કચવાતા મને એક બાજુ તરીને બેસવાનું ગોઠવ્યું. ગાડાખેડુ શાંત થયો—પણ એના બળદની જોડ—એ પણ બેસનારને જાણે સમજતી હોય તેમ 'ગોરી ધીમે ચલો!' વાળું ગાયન સ્મરતી ચાલી રહી.

એમ કરતાં તો સાંજ પડી. પણ કોઈ ગામ તો હજી આવ્યું નહિ. ખરી રીતે હવે કોઈ ગામ દેખાવું જોઈએ. પણ બળદની ચાલ ઘણી ધીમી હતી.

'અલ્યા કોઈ ગામ હજી કેમ આવતું નથી?'

ઊંઘમાંથી જાગતો હોય તેમ ગાડાખેડુ બોલ્યો. 'હમણાં ભડકવું આવશે, તમારે ભડકવા જાવું છે કે ઝાંસાવદર?'

'તને કહ્યું તો ખરું કે ભડકવા જવાનું છે: ત્યાં 'એન્યુઅલ ઇન્સ્પેકશન' છે સમજ્યો?'

'તંઈ બેહો તમતારે નિરાંતે, અંધારું થયે ભડકવામાં પેસી જાશું. ઊલટું તમારે તો હારું, મફતનું અજવાળું હોય, તો છોકરાંવ હુડિયો કરે!'

'તું ગમાર લાગે છે અલ્યા!' મીઠારામ તપી ગયા.

ગાડાખેડુને પણ જરાક ચડી ગઈ. પણ તે આંખો મીચીને હો હો કરતો બેઠો રહ્યો ને ધીમે ધીમે ઝોકાં લેવા માંડ્યો.

અંધારું થઈ ગયું, પણ કોઈ ગામ જ દેખાણું નહિ

માસ્તર મીઠારામ ઘણા ઊંચા નીચા થાય, પણ ગાડાખેડુ માથાનો મળેલો, એક હોંકારો કરે ને પાછો ઝોકે ચડી જાય. એને મનમાં એક વાતની ધરપત હતી. એના ગાડામાં કોઈ અમલદાર બેઠો ન હતો કે એને વાંધો આવે!

ગાડું તો એમ ને એમ ચાલતું રહ્યું. અરધી રાત ગઈ હોય એમ જણાયું. પણ હજી કોઈ ગામ જ આવ્યું નહિ. આ શું?

મીઠારામ તો અકળાવા માંડ્યા. પણ હવે થાય શું? આંહીં તો શીમ હતી. બહુ રોફ છાંટવા જાય તો ગાડાખેડુ રખડાવે. એ બોલ્યા ચાલ્યા વિના બેઠા જ રહ્યા!

'અલ્યા! તારું નામ શું?' છેવટે એમણે ગાડાખેડુ સાથે વાત શરૂ કરી.

પણ ગાડાખેડુએ કાંઈ જવાબ વાળ્યો નહિ. એને માસ્તરનો સવાલ છોકરા જેવો લાગ્યો.

ફરીવાર પૂછ્યું ત્યારે આંખો ચોળતો ગાડાખેડુ બોલ્યો: 'મારાં નામ તો સાત કે આઠ છે. એમાંથી તમારે કયા નામનું કામ છે?'

'તારા પોતાના નામનું'

'તો મારું નામ ભગો વેઠરિયો. કોક વળી ઝાંખરિયો ય કહે છે. ભગો કાણો એવું ય બોલાય છે. એમ તો મોટો ભગો પણ છે. પાદરવાળો ભગો. ભગો ટીલાળો. ભગો ભગત. ઘણાંય નામ છે.'

'પણ ભગત! હજી ભડકવા કેમ ન આવ્યું? આ તો અરધી રાત થાવા આવી!'

'અરધી રાત હોય? એમ તો હમણાં પ્રાગડ વાશે?'

'હેં!'

'આ હરણ્યું જુવોને!'

માસ્તર મીઠારામને તો હરણ્યું શું એ કાંઈ કથિત-પાઠમાં આવેલું નહિ એટલે ગતાગમ શાની હોય? 'પણ ત્યારે ભડકવું કાં ન આવે?'

'મારા બળદ એક મોળા છે, માહતર! હાલ્યે, અટલે વાર થાય હમણાં હવે ભડકવું!' એટલામાં તો એમણે કૂતરાંનો અવાજ સાંભળ્યો, એટલે કોક ગામ ઠેકાણું પાસે લાગ્યું. બોલ્યા વિના એ બેઠા રહ્યા.

પણ ગાડાખેડુ તો ઝોકે ચડેલો તો હોંકારો આપી ને, 'આ આવ્યું!' કહીને પાછો ઝોકે જાય! માસ્તર મૂંઝાણા, પણ આંહીં હવે થાય શું? ગાડું તો ચાલતું જ રહ્યું.

ને એમ ને એમ મોં સુઝણું થવા આવ્યું હોય તેમ લાગ્યું. ઝાડ ઝાંખાં ઝાંખાં દેખાવા માંડ્યાં. એક વડ દેખાયો. પણ ઓતત્તારીની આ શું?

મીઠારામ તો આંખો ફાડીને જોઈ જ રહ્યા. વડલા નીચે તો વજેરામ આસિસ્ટંટ હાથમાં લોટો લઈને કોનું ગાડું આવી રહ્યું છે, એ જોવા માટે ઊભો હતો!

આ તો પાછું નવાગામ દેખાયું! મીઠારામને હસવું કે રડવું એ કાંઈ સમજણ પડી નહિ. રાત આખી ફરી ફરીને ગાડું, સાંજે જ્યાંથી નીકળ્યું હતું ત્યાં જ, પાછું આવીને ઊભું હતું! અને એની ફજેતી જોવા માટે આસિસ્ટંટ વજેરામ પાછો ત્યાં હાજર હતો!

'કેમ સાહેબ, રાતે જ પતાવી દીધું?'

'અરે રાતે શું પતાવે? માહતર ઘોરતા રયા, હું ય ઝોકે ગ્યો અને આ બળદ ચકરાવે ચડી ગ્યા. પાછું ફરી ફરીને હતા ત્યાં જ આવીને ઊભા! લ્યો, હવે હું કરવું છે? આ તો પાછું આપણું જ ગામ આવ્યું! હારૂં થ્યું નાં? બીજે ચડી ગ્યા હત તો? ને તમારે સરસામાન મુકાવવા હાટું ય ભાઈ આવી ચડ્યા ઈ નહિ?'

મીઠારામને તો એવી ધાગધાગાં ચડી ગઈ હતી કે, આને બે ઠોકી દઉં! પણ જાણે નાં કે ઈ કામ પોલીસ-પટેલનાં! માહતર—એનું તો આ ઉકાએ બરાબર માપ કાઢ્યું'તું. એટલે તો ગાડામાંથી ઊતરીને બોલ્યા વિના જ ચામડાનો બેગ ને પાનપેટી ઉપાડી લીધાં. લાકડી વજેરામે લઈ લીધી.

ઈન્સ્પેક્ટર સાહેબ ડિસ્ટ્રિક્ટ ફરીને આવી ગયા. હવે

તો એ બોલ્યા વિના જ ઘેર પહોંચી જવા માગતા હતા.

પણ જેને આઠ તો નામ હતાં, એ ભગો ભગત ટીલાળો, ઈ કાંઈ હવે છાનો રહે?

બે ચાર છોકરાં ગામનાં, પાદર નીકળ્યાં હતાં, એમને હાકલ મારી: 'અલ્યા છોકરાંવ! માહતરને રાત આખીનો ઉજાગરો છે, તે બે'ક ઓછો રીડિયો કરજો,' એમ કહીને વાત કરી ને છોકરાંવ તો હસી હસીને ઊંધાં વળી ગયાં. એ ય તરત મીઠારામની પાછળ પાછળ દોડયાં! મીઠારામ ને વજેરામની પાછળ બે મિનિટમાં તો એક નાનું સરખું ટોળુ દેખાયું. અત્યારના પો'રમાં આટલાં આઠદસ માણસ આવડા નાનકડા ગામડામાં નીકળે એ તો મહાન ચમત્કાર ગણાય. એટલે કાંઈક નવાજૂની થઈ છે એમ જાણીને ગામનો વાણુંદ પણ પાછળ હાલ્યો. એક બે વેપારી ભળ્યા. ને એમ તો લોટે જવા નીકળેલા સૌ માસ્તરની પાછળ પાછળ ચાલ્યા.

પણ મીઠારામને તો ખાઈ ગઈ હતી. હજી તો ગઈ કાલે એણે આ ઈન્સ્પેકટરી હોદ્દા વિષે કૈં કૈં સ્વપ્ન સેવ્યાં હતાં! ને વહુ પાસે રોફ માર્યો હતો, ત્યાં તો આજે આ દશા! એમ ને એમ સૌ ઘેર આવ્યાં. ત્યાં ઘેર પણ મીઠારામની વહુએ ખંભાતી વળગાડયું હતું!

મીઠારામને હવે સાંભર્યું કે પોતે લાડુ જમીને જ સાંજે આવશે એમ વાતવાતમાં વહુને કહી દીધું હતું, એટલે એ વાતને અક્ષરશઃ ખરી માની એ પણ આઘાં-પાછાં થઈ ગયાં હતાં! હવે શું થાય?

છેવટે વજેરામ આસિસ્ટંટને ત્યાં દાતણ કરવા માટે મીઠારામ ઈન્સ્પેકટર ઊપડયા! હતા ત્યાં ને ત્યાં!

## શ્રેષ્ઠ ત્યાગ

એ વખતે નવદ્વીપની વિદ્યાપીઠનો દિગંતવ્યાપી કીર્તિ-ધ્વજ આખા ભારતવર્ષમાં અદ્વિતીય ગણાતો. ન્યાયશાસ્ત્રમાં નવદ્વીપના પંડિતોની સાથે વાદમાં ઊતરવું એ લોઢાના ચણા ચાવવા જેવું હતું.

નવદ્વીપના પંડિતોની સામે શાસ્ત્રાર્થ કરવા આવનારાઓને અવનવા અનુભવ થતા. કાવ્ય, વ્યાકરણ, કે ન્યાય — નવદ્વીપની વિદ્યાપીઠ એ નવદ્વીપની જ વિદ્યાપીઠ હતી.

એ વિદ્યાપીઠમાં એ વખતે બે સહાધ્યાયી હતા. એક હતો પંડિત રઘુનાથ. બીજાનું નામ હતું નિમાઈ. એ વખતે હજી બંગભૂમિવિખ્યાત ચૈતન્યદેવની અદ્ભુત વિભૂતિનું એ જ નામ હતું — નિમાઈ હજી ચૈતન્યદેવ થયા ન હતા.

પંડિત રઘુનાથ, અભ્યાસાર્થીઓની સમક્ષ ન્યાય ઉપર, કોઈક વિવરણ આપે છે અને 'પુત્રાત્ શિષ્યાત્' એમ મંદ સ્વરે બોલતા વૃદ્ધ આચાર્ય, પ્રેમભર્યા સંતોષથી ડોલી જાય છે : 'વાહ રઘુનાથ ! વાહ !'

વિદ્યાર્થી રઘુનાથની કીર્તિ ન્યાયના પ્રૌઢ વિદ્વાન તરીકે નવદ્વીપના પંડિતસમાજમાં પ્રતિષ્ઠા મેળવતી જાય છે.

એ પ્રતિષ્ઠાને કીર્તિનો કલશ ચડાવવા એણે એક સુંદર ગ્રંથ રચવા માંડયો છે. ન્યાયશાસ્ત્રનો એ ગ્રંથ છે. કોઈને ખબર નથી કે રઘુનાથ ગ્રંથ રચી રહેલ છે. વિદ્યાર્થીઓ તો હજી એને પોતાના જેવો જ માને છે. પણ રઘુનાથે તો મા સરસ્વતીને ચરણે પોતાનું જીવનસર્વસ્વ ધરવાનો સંકલ્પ કરી લીધો છે. એ છાનો છાનો ગ્રંથ રચે છે. જ્યારે બધે અંધારું થાય છે ત્યારે રઘુનાથની ઝૂંપડીમાં એક ઝાંખો દીવો બળ્યા કરે છે.

પોતે એ વાંચે છે ને પોતે ડોલી જાય છે. રાત્રે લખેલું — દિવસે અભ્યાસખંડમાં એ બોલે છે ને વિદ્વાનો ડોલી જાય છે. વૃદ્ધ આચાર્યને કહે છે ને એ એના માથા ઉપર હાથ મૂકે છેઃ ‘રઘુનાથ! તું બેટા! નવદ્વીપને નવખંડમાં પ્રસિદ્ધ કરીશ!’

[ ૨ ]

રઘુનાથને મિત્રમાં મિત્ર નિમાઈ. પોતે વાદ કરે ત્યારે બાર છે કોનો કે સામે એ ક્ષણ પણ ટકી શકે! પણ વિદ્યાની એ અભિરુચિએ એક નવી જ આકાંક્ષા એના હૃદયમાં મૂકી છે. સામાન્ય વાતને પણ એ પરાજય આપે છે. એટલે સાધારણ બુદ્ધિના વિદ્યાર્થીઓ તો એનાથી દૂર નાસે છે.

પણ રઘુનાથ એક વસ્તુ નિહાળે છે. નિમાઈમાં કાંઈક એવું છે કે એના બોલ પછી જાણે હવે વિવાદ ન

ફરીએ ! રઘુનાથ એની ઝૂંપડીએ વારંવાર જાય છે. રઘુનાથને મળવા નિમાઈ આવે છે.

એક વખત રઘુનાથ નિમાઈને મળવા ગયો. બહારથી અવાજ કર્યા વિના એ ગુપચુપ અંદર પેસી ગયો. નિમાઈ બેઠા એક પુસ્તક લખી રહ્યા હતા.

રઘુનાથ ત્યાં જઈને બેઠો.

'નિમાઈ! આ શું છે?'

'આ? ન્યાયનું એક પુસ્તક હું લખી રહ્યો છું!'

'ન્યાયનું? જોઈએ, કેવુંક છે? તમે લખ્યું હશે એમાં તો કાંઈનું કાંઈ હશે!'

રઘુનાથના શબ્દમાં તો વિનમ્રતાને પડખે અભિમાનનો ઓછાયો હતો.

નિમાઈનું એ પુસ્તક રઘુનાથે હાથમાં તો લીધું—પણ થોડુંક વાંચ્યું ને રૂંવાડે રૂંવાડું ઊભું થઈ ગયું! આવું પુસ્તક? આની પાસે તો પોતે લખી રહ્યો છે એ તરણાંની તોલે નથી! એ તો આની પાસે પાણી ભરે!

પ્રશંસા તો એ કરી રહ્યો છે, પણ એના અંતઃકરણના ચૂરેચુરા થઈ ગયા. આ નિમાઈ, બોલતા નથી, પણ જ્ઞાનનો ભંડાર તો આંહીં ભર્યો છે! એણે પોતાની કીર્તિને રાખમાં મળી જતી જોઈ. વિદ્યાગૌરવને ટળી જતું જોયું. મહત્ત્વાકાંક્ષા પરવારતી દીઠી. એની કીર્તિ—કેવળ આ નિમાઈના મૌનને જ આભારી હતી. તે ઝાંખો પડી ગયો, ધોળો પૂણી જેવો એનો ચહેરો થઈ ગયો!

'રઘુનાથ!' નિમાઈએ એક પંક્તિ અપૂર્ણ મૂકીને એની સામે જોયું. પણ સામે જોતાં જ એ ચમકી ઊઠ્યા.

રઘુનાથના ચહેરા ઉપર નૂર જ ક્યાં હતું?

'રઘુનાથ!' એણે ધીમેથી એને ખભે હાથ મૂક્યો: 'આ હું લખું છું.. પણ હજી એમાં કાંઈક અપૂર્ણ લાગે છે!'

'હેં? હજી અપૂર્ણ?'

'તું સમજ્યો નહિ મનનો આ વ્યવહાર—એ જાણે કૃત્રિમ લાગે છે. ખરું કહેવાનું કાંઈક રહી જ જાય છે!'

'અરે! પણ નિમાઈ! તમે આ પૂરું ક્યારે કરશો?'

'કદાચ ક્યારે ય નહિ, રઘુનાથ!'

'કેમ? પૂરું નથી કરવું? આ તો ગ્રન્થમણિ છે!'

'પણ એને પ્રગટ કરવાથી કીર્તિ આવે!'

'એમાં તમને શું વાંધો છે? નિમાઈ! કીર્તિ મળે તો શું ખોટું?'

'એને હું શું કરું? મને લાગે છે કે એ ઉપાધિને હું ક્યાં રાખું?'

રઘુનાથને લાગ્યું કે આ તો નિમાઈની, પેલી પરિચિત શૈલીના વમળમાં પોતે ઊતરી રહ્યો છે. 'નિમાઈ આ ગ્રન્થ પ્રગટ કરશે જ—અને એનો ગ્રન્થ . . .' એના અંતઃકરણ ઉપર મોટી શલ્યા પડી હતી! તે તરત ઊભો થઈ ગયો. નિમાઈ એને જતો જોઈ રહ્યા. એના મંદ, વિચારમાં અટવાતાં પગલાં ઉપર નિમાઈએ કેટલી વાર સુધી જોયા જ કર્યું!

[ ૩ ]

ગંગાને કિનારે સ્વર્ગની જાણે કોઈ ફૂલવાડી ઉઘડી હોય એમ ચાંદની રમવા નીકળી હતી. દૂર દૂર સુધી તરતી

નૌકાઓની દીપાવલિના દીપકો, જાણે આકાશના ભૂરા પંથમાંથી ભાગી છૂટેલા તારાઓ હોય, અને આંહીં તોફાની છોકરાઓની પેઠે નદીમાં નાહવા ઊતરી પડયા હોય, એવા લાગતા હતા. કવિઓને કલ્પના સાંભરે, ભક્તોને તપ સાંભરે, ગવૈયાઓને સંગીત સાંભરે, અને દેશાટનીઓને દેશ સાંભરે એવી જ્યોત્સ્નાનો પાલવ પકડીને, વૃક્ષોએ એને રૂપેરી બૂટ્ટાની વેલ ભરવા માંડી હતી. જલતરંગ ઉપર કિરણો રમતાં હતાં, અને કિરણો ઉપર જાણે મન રમતું હતું,

એવી એ જ્યોત્સ્નામાં ગંગાકિનારે એક જુવાન માણસ ફરી રહ્યો હતો. તે વારંવાર થોભીને લાંબે સુધી નજર કરતો હતો.

'રઘુનંદને કહ્યું એ જ સાચું લાગે છે. આવી ચાંદની હોય—અને રઘુનાથ આંહીં ન આવે એ કોઈ દિવસ બને ખરું? પણ એનું હૃદય ભાંગી ગયું છે! મને ખબર રહી નહિ — અને . . . .'

એટલામાં કોઈનો પગરવ સંભળાયો. 'રઘુનાથ!'

'કોણ નિમાઈ?' રઘુનાથ જ આવી રહ્યો હતો: 'આ શું?' એણે નિમાઈની બગલમાં પોથી જોતાં કહ્યું.

'એ તો પેલો મારો ગ્રંથમણિ છે!'

'આંહી પણ ભેગો?'

'કાંઈક નવીન સ્ફુરણ આવે તો એ કયાં લખી લેવું, એ નોંધ કરવા હું એને ભેગો જ ફેરવું છું!'

રઘુનાથ બોલ્યો નહિ એણે વિષયાંતર કર્યું.

બન્ને જણા ધીમે ધીમે પગલે ગંગા કિનારે ચાલી રહ્યા.

'રઘુનાથ! તું ગ્રન્થ કયારે પંડિતસમાજ પાસે

મૂકવાનો છે ?'

'કોણ હું ?... હવે તો.. આવતે ભવ !'

'આવતે ભવ ?'

'નિમાઈ ! આપણે ગંગામૈયાની વાતો કરીએ.' ન્યાયમાં જેને વિશ્વનું સૌન્દર્ય દેખાતું હતું એના મોંમાં આ વાણી ! નિમાઈ ઘડીભર થંભી ગયા. પછી તેણે શાંત અવાજે કહ્યું :

'મારે તને એ જ કહેવું હતું, રઘુનાથ ! કાલે જાણે ગંગામૈયા મને સ્વપ્નામાં આવ્યાં !'

'ખરેખર ?'

'ત્યારે તું શું ખોટું માને છે ? સ્વપ્નમાં આવ્યાં ને મને કહ્યું કે...'

'શું ?'

'તું મને ક્યારે આપવાનો છે ?'

'શું આપવાની વાત છે ?'

'મારી પહેલી કૃતિ મા ગંગાને ચરણે ધરવાની છે !'

'પહેલી કૃતિ ? ને માને ચરણે એટલે શું ?'

'એટલે આ... જો....' પોતાનું જેટલું બળ હતું તે તમામ બળ વાપરીને નિમાઈએ પોતાની પોથીનો ગંગાના પાણીમાં આઘે આઘે ઘા કરી દીધો. એક જરાક ખળભળાટ થયો ને પાણી તો પાછું રમતું થઈ ગયું.

'અરે ! અરે ! નિમાઈ ! આ શું કર્યું ? તારો ગ્રંથમણિ તેં ફેંકી દીધો ? અરે ! નિમાઈ !'

'રઘુનાથ ! મને હમણાં હમણાં એક વિચાર બહુ આવે છે. દુનિયામાં જેને પ્રેમસાગરનો કિનારો નિહાળવો

છે, એને તો ભાઈ! આટલા પોટલાનો ભાર પણ મારી ઘે! વિદ્યા અને લક્ષ્મી એ બન્નેના કરતાં એક આકરું બંધન છે, કીર્તિનું! મારી પોથી એ ભાર લાવે તો તો એ ભાર સાથે હું આને શી રીતે તરું?' નિમાઈએ હાથ લાંબો કરીને ગંગાનો વિશાળ જલપટ બતાવ્યો.

'અરે! પણ નિમાઈ! હજી આપણે શોધીએ—હું ઘણી વખત ગંગામાં ડૂબકી મારી આવ્યો છું!'

'પણ મારે એને મેળવીને પણ શું કરવી? એ તો મા ગંગામૈયાની છે, મારી ક્યાં છે?'

'અરે! પણ નવદ્વીપની કીર્તિ..'

'તે તો પંડિત રઘુનાથને હાથે દિગંતમાં ફેલાશે એનો ન્યાયગ્રંથ પ્રગટ થશે ત્યારે સૌ જાણશે કે ના, નવદ્વીપમાં નૈયાયિકો પડયા છે!'

'નિમાઈ! આ તમે શું કર્યું આજે? તમે કીર્તિ ખોઈ. વિદ્યાપીઠે ગ્રંથમણિ ખોયો.'

'વિદ્યાપીઠને ગ્રંથમણિ આપનાર આ રહ્યો—પંડિત રઘુનાથ નૈયાયિક! અને જ્યાં જ્ઞાનના પોટલાનો આટલો ભાર ઉપડતો નથી, ત્યાં વળી કીર્તિના પોટલાનો ભાર હું ક્યાં વેંઢારું? અદ્વિતીય તો નવદ્વીપના પંડિત રઘુનાથે રહેવું જોઈએ. એનામાં એ ભાર ઉપાડવાનું સામર્થ્ય છે. ચાલો, હવે આપણે મા ગંગાનું કોઈ સ્તોત્ર બોલીએ..'

પંડિત રઘુનાથ ગંગાના જળતરંગ ઉપર જોઈ જ રહ્યો. કીર્તિને પણ ખાખ જેવી ગણનાર એક અદ્ભુત વિભૂતિની છાયામાં પોતે ઊભો છે એનું ભાન થતાં, એના હૃદયમાં શ્રદ્ધા, ભક્તિ ને વિનમ્રતાનો ત્રિવેણીસંગમ ઉદ્ભવ્યો.

## સર્વોત્તમ પળ

**મા**ણસ કેવું વિચિત્ર પ્રાણી છે!

આજ આટલાં વર્ષે હું એ દિવસનો વિચાર કરું છું, અને મને એક જ વસ્તુનો પશ્ચાત્તાપ થાય છે. હજી સુધી જે સર્વોત્તમ પળની અમે તે દિવસે વાત કરી રહ્યા હતા, તે પળ મને તો નથી મળી તે નથી જ મળી!

કેવા સુખી અને નફકરા એ દિવસો હતા! હું એ વખતે જુનિયર બી. એ. માં હતો. જુનિયર બી. એ. અને તેમાં પણ એની પહેલી ટર્મનો પહેલો જ દિવસ — એટલે શું એ તો જાણનારા જ જાણે છે! અમારા મગજમાં કેવી ગાંડીઘેલી યોજનાઓ આવી ગઈ હતી — એની આજે તો કેવળ કલ્પના જ કરવી રહી!

અમે બે ચાર મિત્રોએ રાતે સૂતી વખતે એમ યોજના કરી કે કાલે સવારે ચાર વાગ્યામાં જ આપણે બહાર ફરવા નીકળી જવું ને આવવું છેક રાતે બાર વાગે! બરાબર અઢાર કલાકનો કાર્યક્રમ ગોઠવીને હું, શુકદેવ, ચીમન મહેતા અને છબીલ ભાગેડુ — દસ વાગે છૂટા પડ્યા. આ છબીલ

'ભાગેડુ' નામ તો અમે પાડી દીધું હતું, બાકી એનું નામ તો છબીલારામ ત્રિવેદી હતું ! પણ એ પોતાની વહુ મોટી હોવાથી, સરસ્વતીચંદ્રની પેઠે ભાગ્યો હતો, ત્યારથી છબીલ ભાગેડુના ઉપનામથી જ પ્રસિદ્ધિ પામ્યો હતો !

અમારો કાર્યક્રમ ભરચક્ક ગોઠવાયો હતો. એમાં ગંજીફો હતો, શેતરંજ હતી, મોઈ–દાંડિયો પણ હતો, દરિયા-કિનારાની લાંબી મુસાફરી પણ હતી. નાળિયેરીના વનમાં જવાની સહેલગાહ હતી. હોડીમાં ફરવા જવાનું હતું અને એ ઉપરાંત ચાંદની રાતે, દરિયાની રેતીમાં બેઠાં બેઠાં, ગાવાનું હતું.

અમારું એક પ્રિય સ્થળ હતું, ત્યાં જઈને રસોઈ કરવાની હતી. રસોયા તરીકે અમે મંછારામને કહી રાખ્યું હતું. લાડુ, ભાત, દાળ, બે શાક, ભજિયાં, રાયતું, અથાણું, ત્રણ વખતની ચા, અને નાસ્તોપાણી પણ ખરાં! મંછારામને ખબર હતી કે આંહીં ઘણાંખરાં સોજિયાંનાં ધાડાં આવે છે, એમાં ઠીક છે આ ત્રણચાર જણા. પાંચે પંદરે કાંઈને કાંઈ, ધતીંગ ઊભું કરે છે; એટલે એ પણ અમારી વાત આવે ત્યાં તૈયાર રહેતો !

સવારના ચારનો 'એલાર્મ' વાગ્યો ન વાગ્યો ત્યાં મેં ચિમન મહેતાને બુમાબૂમ કરીને બેઠો કરી દીધો ! એટલામાં તો છબીલ 'ભાગેડુ' પણ આવી પહોંચ્યો. ને મંછારામે આવીને ધીમેથી કહ્યું: 'સાહેબ ! બધું તૈયાર છે હો !'

'પણ ગાડીવાળો — રાંડનો કોઈ દિવસ એ 'ટાઈમ' સર આવતો નથી !'

'અરે સા'બ ! એ પણ આવી ગયો છે. નાહકની

એને બિચારાને સરસ્વતી સંભળાવો મા ! આ શુકદેવજી સાંબ પણ આવ્યા !'

અમારું સૌનું સ્વયંનિર્મિત, બાપના પૈસા ઉપર તાગડધિન્ના કરનારું, સાહેબમંડળ સહેલગાહે ઊપડયું ! આખો દિવસ જાણે ખૂટવાનો જ ન હોય એટલો ઉત્સાહ સૌને આવી ગયો હતો ! તે દિવસે શું ખબર કે દિવસ તો શું — પણ આખી જિંદગી ક્યાં ચાલી જાય છે — એનો પણ પત્તો નથી લાગતો !

[ ૨ ]

સડકનો વળાંક આવ્યો, અને દરિયાકિનારા તરફ ચાલી જતી માર્ગરેખા નજરે ચડી, અને છબીલ 'ભાગેડુ'નો હરખ ઊભરાઈ ગયો ! એ તો શુકદેવને ભેટી જ પડયો ! 'અલ્યા ! શુકદેવ ! આજ તો મારું બેટું, કાં'ક નવાજૂનું મળી જાય !'

અમે સૌ એના અતિઉત્સાહે હસી રહ્યા, અને ગાડીવાળો છગ્ગાજી પણ એમાં ભળ્યો, ત્યાં જાણે કે એનો સાદ જ ઓળખ્યો હોય — કે કોણજાણે કેમ, પણ ગાડી વળાંકવાળે દરિયારસ્તે ચડે તે પહેલાં જ, રસ્તા ઉપરના પેલા વીજળી થાંભલાની ઓથેથી કોઈક નીકળતું દેખાયું. 'અલ્યા ! કોણ ભાઈ એ ? છબીલભાઈ !' એણે મોટેથી બૂમ પાડીઃ 'છબીલભાઈ છે કે ?'

અત્યારે ચાર વાગે આ છબીલભાઈ કહેનારો કોણ નીકળ્યો — એમ અમે આશ્ચર્ય પામીએ છીએ ત્યાં તો એક પ્રૌઢ જેવા માણસ, હાથમાં નાનકડું પોટકું ને ગાડી પાસે જ

આવીને ઊભા રહ્યા, અને અંદર છબીલને જોતાં જ બોલી ઊઠ્યા: ' આ હા ! છબીલભાઈ કે ? ઠીક થયું નાં ? હું બરાબર ટાંકણે મળી ગયો નહિતર — આખી રાત હેરાન થયો સ્ટેશન ઉપર — સાળું ' એન્જીન ' ખોટવાણું તે ગાડી ખાસ્સી પાંચ કલાક ' લેઈટ ' થઈ! — ઠીક થયું, તમે મળી ગયા, નહિતર વળી અત્યારે હું ત્યાં જાત ને તમારો તો પત્તો જ હોત નહિ ! આમ ક્યાં ઊપડ્યા છો સૌ ? '

છબીલનો આનંદ તો ઊડી ગયો — તે ઊડી જ ગયો — પણ અમારો'ય ભેગો ભાંગરો વટાઈ ગયો ! આ ભાઈને અમે તે પહેલાં એક બે વખત જોયેલા હતા — એટલે એવી ખબર તો હતી કે એ છે ભાઈ છબીલના મામા— નગીનભાઈ, પોતે બહુ સજ્જન હતા — પણ અમારી સાથે એમનો મેળ શી રીતે મળશે એ એક મોટો ઉત્પાતિયો સવાલ થઈ પડ્યો ! ને આંહીં અત્યારમાં રસ્તામાં જ મેમાન થયા — એટલે બીજે કાઢવા પણ ક્યાં ?

[ ૩ ]

પણ આવી કોઈ તાત્કાલિક મુશ્કેલી પડે ત્યારે અમારામાંથી શુકદેવની બુદ્ધિ કોણ જાણે ક્યાંથી કામ કરવા મંડી જાતી. શુકદેવ સમજી ગયો કે અમે સૌ મજા મારી જવાથી મૂંઝાઈ ગયા છીએ. એ તરત અમારી મદદે આવ્યો. નહિતર અમસ્તો એ જરાક ગંભીર જેવો દેખાતો, પણ અણધાર્યું કામ આવી પડ્યું કે કોણ જાણે ક્યાંથી એ પોતે જ પોતાને :માર્ગ કાઢનારો ધારી મૂકતો ! છબીલ કાંઈ બોલે તે પહેલાં જ એણે ઉત્તર આપી દીધો:

'લ્યો, ત્યારે, નગીનભાઈ! આવી જાવ, ગાડીમાં, પછી બીજી વાત!'

'પણ આમ જાવ છો ક્યાં?'

'એ તમે જો જો ને! હમણાં આવી તો જાવ! આખા દિનો 'પ્રોગ્રામ' છે હો, ભાઈસા'બ!'

'અરે પણ ભાઈ! મારે તો બાર વાગ્યે જાવું છે, પાછું એનું શું?'

આખા દિવસમાંથી છેવટે અરધો દિવસ પણ સુધરવાનો છે, ભાઈ તો બાર વાગ્યે પાછા જવાના છે, એટલું જાણતાં છબીલના જીવમાં પણ જરાક જીવ આવ્યો!

'તમને બાર વાગે પહોંચાડી દેવા આપણે!' શુકદેવે વાત ઉપાડી લીધી.

'પણ શી રીતે?'

'શી રીતે તે આ રીતે..' શુકદેવે ઝડપી નિર્ણય કરી નાખ્યો: 'છનાજી!' તેણે ગાડીવાળાને કહ્યું:

'જી!'

'તમારે અગિયાર વાગે આ વાડી છે નાં — રાજવાડી — એમાં આવવાનું હો!'

'રાજવાડી? પણ આપણે તો...'

શુકદેવે તેને વચમાં જ વાર્યો: 'અરે! ભલા માણસ, મેં કહ્યું એમાં ધ્યાન રાખોને!'

'ભલે!' ગાડીવાળો સમજી ગયો લાગ્યો, કે ગમે તે કારણથી મૂળ યોજના ફરી છે.

'ભલે એમ નહિ — ચોક્કસ આવવું પડે, નહિતર અમારા નગીનભાઈના કેસ રખડી પડે! અમે નવરા ધૂપ

છીએ, પણ એને તો એક દિનાં કાવડિયાં પડે છે — કેટલાં પડે છે નગીનભાઈ! હવે?'

'ઠીક છે, ભગવાનની કૃપા છે — આવશે ખરો નાં?'

'અરે હા, હા, ચોક્કસ, તમે ભલા માણસ! ગાડી ઉપર આવી જાવને!'

'પણ ન આવે તો — મારે બહુ જ અગત્યનું કામ રખડી પડે એમ છે!'

'છનાજી! ચોક્કસ આવવાનું હો!'

'હા સા'બ! હા. ચોક્કસ'

'એમ નહિ —' શુકદેવજીએ પાકે પાયે વાત માંડી, 'સુથી લાવો, ન આવો તો તમારા જાય!'

'અરે! સા'બ પણ ચોક્કસ આવું!'

'ના એમ નહિ..'

'અને મારે ધક્કો થાય તો સા'બ?' છનાજીએ પોતાની વાત મજબૂત કરવા માંડી.

'તો બમણા દેવા — સૂથીના બમણા —'

છનાજીએ પાંચની નોટ કાઢીને શુકદેવના હાથમાં આપી: 'બસ સા'બ? અગિયારમાં પાંચ કમ હોય ત્યાં ગાડી હાજર થઈ જાય!'

'બસ.. હવે 'રાજવાડી' ઉપર લ્યો!'

શુકદેવજી અમારાં મન સમજી ગયા હોય કે કોણ જાણે કેમ — પણ અમારા મનમાં પણ ગડભાંગ થઈ રહી હતી કે આપણું એ નર્યું જંગલમાં આવેલું ખાનગી ઠેકાણું તો આ નગીનભાઈને બતાવવા જેવું જ નથી! એટલે આજે હવે પાસેની રાજવાડીમાં જ મુકામ નાખીએ. ત્યાં પાણી

પણ છે, વડલો છે, રસોઈને માટે લાકડાં, વાસણ પણ મળી રહેશે — માટે એ જ ઠીક પડશે. ત્યાં શુકદેવજીએ પણ એ જ રસ્તો બતાવ્યો.

આમ અમે તો અમારી ચાલી જતી મજાનો જેટલો બચાવાય તેટલો ભાગ બચાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યાં નગીનભાઈ, પોતાની ધૂનમાં જ હતા તે બોલ્યાઃ 'તમે ન મળ્યા હોત — તો હું અત્યારે ક્યાં ખાતો હત નાં ?'

'પણ આજ ન જાવ તો ન ચાલે નગીનભાઈ !' અમારા સૌના પેટમાં તેલ રેડાયું, પણ શુકદેવ તો બોલવાની ખાતર બોલ્યો હતો.

'અરે ! ના રે ભાઈ ! એમ તે ચાલે કાંઈ ! આ તો કોર્ટનાં કામ છે !'

'બહુ જ અગત્યનો સવાલ છે ?'

'ત્યારે નહિ ? આ મારી આજની જે કાંઈ સ્થિતિ છે, એ જેને આભારી છે, એની વાત છે, એટલે જાતું તો પડશે જ !'

આમ નગીનભાઈનું જવાનું સોળેસોળ આના નક્કી થયું એટલે શુકદેવજીએ હવે આ ભાઈ સાથે અગિયાર કેમ વગાડી દેવા એની વેતરણ માંડી હોય તેમ જણાયું.

'એમ કરીએ નગીનભાઈ ! આપણે સૌ ચા પાણી કરીને અંતકડી રાખીએ !'

'અંતકડી ?' નગીનને આવી છોકરવાદી વાતથી આશ્ચર્ય થયું. શુકદેવ તરત વાતને માપી ગયો હોય તેમ ફરી ગયો.

'અંતકડી — એટલે અમારી જુદી જ રીતની અંત-

કહી હો. સૌ પોતપોતાનો જીવનનો એક સરસમાં સરસ અનુભવ કહે, એવી અંતકડી.'

'હા, એ ઠીક.' નગીને કહ્યું.

'તો આપણે એમ કરીએ...' શુકદેવજી બોલ્યો.

'તમે તમારી કોઈક સર્વોત્તમ પળ વિષે અમને વાત કરો. આપણે ચા પાણી કરીને નિરાંતે બેસીએ.'

'એક સરતે!'

'શી?'

'તમારે પણ સૌએ — એ જ પ્રમાણે તમારી સર્વોત્તમ પળ વિષે મને કહેવું પડે!'

અમે તો સમજી ગયા કે શુકદેવજી ગમે તેમ કરીને અગિયાર વગાડી દેવાના વેંતમાં છે. આજે એક તો અમારો તાલ માર્યો ગયો હતો — ને છબીલ તો પાછો પોતે જ અપરાધી હોય તેમ મૂંગો બની ગયો હતો, એટલે અમારા સૌમાં કાંઈક મોટા મનાતા, શુકદેવજી એમાંથી રસ્તો કાઢી રહ્યા હતા, અને સૌનો માર્યો ગયેલો તાલ થોડો ઘણો પણ જાળવવાનો યત્ન કરી રહ્યા હતા.

[૪]

રાજવાડીમાં પહોંચીને, નાહતાં પરવારતાં ને ચા પાણી કરતાં જ નવ તો થઈ ગયા! મંછારામ રસોઈમાં પડ્યો એટલે અમે સૌએ વડલા નીચે શેતરંજી પાથરીને જમાવ્યું. શુકદેવજી અત્યારે રંગ જાળવી રહ્યા હતા.

'હ્યો, નગીનભાઈ! પે'લી તમારી વાત ઉપાડો!'

'એમાં કાંઈ નથી, ભાઈ! તમતારે તમારું કરતા

હો ઈ કરો ને ? શું લાવ્યા છો — ગંજીફો હોય તો કાઢોને !'

'ના — એમ નહિ, હવે તો આપણે એક પછી એક સૌને વાત કરવી પડશે !'

અમે સૌ તો તરત કુંડાળું વળીને બેસી પણ ગયા.

એટલે નગીનભાઈ પણ જરાક રંગમાં આવી ગયા:

"જુઓ ભાઈ ! આ દુનિયામાં, કહ્યું છે નાં કે પુરુષના કરમ આડે પાંદડું, એના જેવી વાત છે ! એલ. એલ. બી. તો હું થયો, પણ આખો દિ કામમાં કામ કોઈક રડ્યુંખડ્યું વાઘરી કુટુંબ ઑફિસને આંગણે ચડી આવે તો, ચાપાણીનાં ફદિયાં નીકળે એટલું જ ! કોણ જાણે શું થયું તે કાં વકીલ વધ્યા ને કાં કજિયા ઘટ્યા— પણ માંડ ખરચો નીકળે !

આ એમ ને એમ ચાર પાંચ વરસ નીકળી ગયાં. પછી તો હું પણ કંટાળ્યો. મને પણ લાગ્યું કે આના કરતાં માસ્તર થયા હોત તો ય સારું હતું ! બે ચાર ટ્યુશન તો મારી ખાત !

એક વખત એવું બન્યું કે હું બેઠો, આ પ્રમાણે મારી ઑફિસમાં અફસોસ કરી રહ્યો છું, એટલામાં એક આધેડ વયના પણ ગલઢા જેવા લાગતા, ગરાશિયા દરબારે ત્યાં પ્રવેશ કર્યો. દેખીતી રીતે જ એની ગરીબી જેવી હાલત છતાં એનામાં હજી દરબારી ગૌરવ રહ્યું હતું.

એના દેદાર કાંઇ બહુ લલચાવનારા ન હતા, છતાં મારે તો કામનું કામ હતું !

તે થાકેલા ને નિરાશ જણાતા હતા. પણ દરબાર ત્યાં બેઠા. એમની આંખમાંથી લાગતું હતું કે આ માણસમાં

ખરેખરી ખાનદાની રહી છે. પણ ખાનદાની માત્રને રોળી ટોળી નાખવાનો, અને અંગરેજોએ જે ધંધો આદરેલો, જુદાં જુદાં રૂપાળાં રૂપાળાં નામ આપીને, 'ફલાણો કોડ' ને 'ફલાણો ધારો' ને 'ઢીંકણો એકટ' — એવા ને એવા કોઈ ને કોઈ કાગળના ગોટાળિયા ગુનામાં હેરાન હેરાન થઈ ગયેલા આ દરબાર હોય એમ મને લાગ્યું !

થોડીવાર તો એ બોલી શકયા નહિ. હું એની સામે જોઈ રહ્યો. છેવટે એક મેલી જેવી લૂગડાં - પોથી કાઢી, એમાંથી એક કાગળિયો ગોતી કાઢ્યો:

'સાહેબ !' તેણે મારા હાથમાં કાગળિયો મૂકતાં કહ્યું: 'આ વાતને કેટલાં વરસ થયાં — એ આ કાગળિયો કહેશે !'

મેં કાગળ ઉપર નજર ફેરવી.

ત્રણ ચાર વરસ ઉપરની કોઈ વાત હતી.

'આ એટલાં વરસ થયાં, આંહીથી ત્યાં ને ત્યાંથી આંહીં હું ધક્કા ખાધા કરું છું, કોણ જાણે શું છે પણ વાતનો નિકાલ જ થાતો નથી !'

મેં કહ્યું: 'તમારી વાત બરાબર કહો તો ખબર પડે !'

એણે કહ્યું: 'વાતમાં વાત આટલી જ છે. મને સાંભરતું નથી કે મેં અમારા કામદાર પાસેથી પૈસા લીધા હોય. હવે કામદારે કાઢ્યું છે લેણું. ઈ ટાણે તો ઈ જ કરતા કારવતા હતો તે કોણ જાણે કયે ચોઘડિયે, મારો સહી સિક્કાનો કાગળ મેળવ્યો હશે, ભગવાન જાણે એણે શું કર્યું, હવે એ કાગળ રજૂ કર્યો છે, ને લેણા પૈસા નીકળે છે. મારે જવાબ દેવાનો છે !'

'સાક્ષી — પુરાવો કાંઈ — ? કાંઈ લખાણુ ?' એણે ઉપર નજર કરીઃ 'બધુંય ઉપરવાળો જાણે ! અમે તો વિશ્વાસુ વરણ. કાંઈ સાક્ષી ને કાંઈ પુરાવો !'

'પણ આ તો દરબાર ! અંગરેજ સરકારની કોરટ એમાં તો ન્યાય જોખાય ! દરેકે દરેક વાતનો પુરાવો જોઈએ !'

'નીયા — અન્યા — આ ગોરા જાણે આપે છે ઈ તો ઠીક, પણ ભગવાન એનુંય લેખું લેશે ! એણે જ અમારા ગરાશિયા ઉપર આદરી છે — અને તમે ઉજળિયાત કોમે જે આદરી છે — અમારી પાસે શું રહ્યું છે ? રહેવામાં આ એક છે...' એણે પોતાની કાખમાં દબાવેલી ને ધોતિયામાં વીંટેલી જૂના ચામડામાં મઢેલી તલવાર દેખાડીઃ 'અમારે તો આ ય હવે દાતરડાં થઈ ગ્યાં છે ! શું રહ્યું છે અમારી પાસે ?'

એની આંખમાં રતાશ આવી ને સાથે સાથે જરાક ભીનાશ પણ દેખાણી. અંગ્રેજોની ભયંકરમાં ભયંકર કોર્ટ-પ્રણાલિકા — જે દસ દસ, બાર બાર વરસ સુધી કાગળ-નો નિકાલ જ કરે નહિ, એવી એ ભયંકર પ્રણાલિકામાં સપડાયેલો, ને એનાથી હેરાન હેરાન થઈ ગયેલો, આ થાકેલો આદમી હતો. એનું જાણે કે કોઈ સાંભળતું જ ન હતું ! આંહીં મારી પાસે પણ ખરી રીતે મદદ માગવા કરતાં, પોતાના થાકની વાત કહેવા જ માટે એ આવ્યો હતો ! એને ખબર પડતી ન હતી કે આ રાજ રાજ કરે છે, ન્યાયી અંગરેજનું રાજ, તે એમાંથી કાં વરસો સુધી એનું કાગળિયું જ નીકળે નહિ ! ને જે વાત વિષે પોતે કાંઈ જાણતો જ નથી, એ વાત વિષે કાં સૌ એને ધક્કા

ઉપર ધક્કા ખવરાવ્યા જ કરે? આ ન્યાય કૉર્ટ, ન્યાય કૉર્ટ કરે છે — તે આ ન્યાય કૉર્ટ હશે?'

એને આ નવી નવાઈની વાત લાગની હતી!

મધ્યયુગના છેલ્લા અવશેષના પણ છેલ્લા અવશેષ જેવો આ માણસ ત્યાં બેઠો હતો. એનામાં નિખાલસતા હતી. બહાદુરી હતી. પોતાનો પણ કોઈક જીવનધર્મ છે એવી સાદી સમજણ હતી. છતાં જ્યાં જુઠાણામાંથી સાચ શોધી કાઢવાની, પાણી વલોવવાની જ રાતદિવસ મથામણ થઈ રહી હતી — ત્યાં એનો ક્યાં પતો લાગવાનો હતો? એવી બહાદુરીનો પણ શું ખપ હતો? યુગના પ્રવાહમાં એની કિમ્મત તણખલાને તોલે થઈ રહી હતી!

કોણ જાણે મને શું થયું, શુકદેવભાઈ! તે મેં વગર પૈસે, એની વાત હાથમાં લીધી. વિધિ જે કરવાનો તે બધો કર્યો. અને એની તરફથી હું ત્યાં હાજર થયો.

આબરૂદાર બે ત્રણ ગામના ગરાસિયા દરબાર લેખે, એની ખાસ મુદતે સાહેબની કોરટ બેઠી. ગોરો અધિકારી કામ ચલાવી રહ્યો હતો. સામેના વકીલ હતા. એનો કામદાર હતો. દરબાર તો દિઙ્મૂઢ જ થઈ ગયા હતા.

ઉપરાઉપરી સવાલ જવાબ — જે કાંઈ થાવાનું હતું તે થયું. લગભગ હુકમનામાની તૈયારી હતી — દરબારને બે વેણ સંભળાવ્યાં પણ ખરાં. બરાબર એ વખતે, મારા મનમાં જાણે કે એક ધક્કો લાગ્યો. હું તો દરબારની સામે જ જોઈ રહ્યો હતો. દરબારના ચહેરામાં મને હજી પણ સત્યનું તેજ દેખાતું હતું. પોતાનું સત્ય માર્યું જાય છે, એની અપાર વેદના પણ ત્યાં હતી. મને લાગ્યું કે કહો ન કહો

—પણ આ બહાદુર માણુસની વાત સાચી જ છે—ને સાચી હોવી જોઈએ ! આ કામદારે ગોટાળો કર્યો છે.

પણ...એ...વાત...માને કોણ ?

મેં અચાનક દસ્તાવેજનો કાગળ છેલ્લે છેલ્લો જોઈ જવા માટે માગ્યો. કોર્ટમાં થોડું અંધારું હતું. જે તરફથી પ્રકાશ આવતો હતો, તે તરફ કાગળને અધર રાખીને, હું તો એની એક બે લીટી વાંચવામાં મશગુલ હતો. કોઈ વાત નીકળી આવે તો, પણ અચાનક જ મારી દૃષ્ટિ કાગળની મધ્યમાં જ ઠરી ગઈ !

'આ...હા ! મારા પ્ર...ભુ !' એવા એક અંતર ઉદ્‌ગાર સાથે મેં કાગળ તરત પાછો આપી દીધો.

'કેમ ?' ગોરાએ મને પૂછ્યું. 'તમે નિર્ણય કર્યો ?'

'કરી લીધો છે !' મેં જરાક કડકાઈથી કહ્યું.

'શું ?'

'તમે ન્યાય આપો—અમારે કોઈ વાતનું સમાધાન કરવું જ નથી !'

'ચોક્કસ ?'

'હા, ચોક્કસ !'

'વાર્ષિક ઉપજ કેટલી ગણાય છે અત્યારે ? એ પ્રમાણે હપ્તા પાડું !'

'પણ તે પહેલાં સાહેબ ! મારે એક વાત કહેવાની છે.' મેં અચાનક જ કહ્યું: 'આ દરબાર ખોટું બોલે—કોઈ દિવસ—એમ તમે માનો છો ?'

'હવે એ વાત—અસંગત છે !'

'અસંગત કાંઈ નથી. એ જ વાત સંગત છે' મેં

ગુસ્સાથી કહ્યું: 'આ દસ્તાવેજ જ ખોટો છે. હું આહ્‌વાન કરું છું કે એ તદ્દન ખોટો છે. એ દસ્તાવેજ લખ્યાની સાલ તારીખ જુઓ. અને જે કાગળ ઉપર એ લખાયો છે — એ કાગળમાં જે સાલ ધોળા પાણી–અક્ષરમાં કાગળ બનાવનારે, પોતે નાખી છે — એ પણ જુઓ. કાગળ બન્યા પહેલાં તો આ દસ્તાવેજ લખાયો છે. એ શી રીતે બન્યું? આવી દીવા જેવી વાત છતાં, આ બહાદુર દરબારને, વરસોથી હેરાન કરવામાં ન્યાયનો કયો હેતુ સચવાઈ રહ્યો છે એ હું જાણવા માગું છું. દસ્તાવેજ તદ્દન ખોટો અને બનાવટી છે!'

ગોરો અધિકારી, સાંભળનારા, વકીલ ને કામદાર પોતે — એક મોટો ધડાકો થાય ને સ્તબ્ધ બની જાય તેમ સ્તબ્ધ જ બની ગયા! કોઈના મોં ઉપર જાણે નૂર જ રહ્યું ન હતું!

આ તે દિવસથી જેમ એ દરબારનું નશીબ ફરી ગયું તેમ મારું નશીબ પણ ફરી ગયું!

મારા જીવનની એ સર્વોત્તમ પળ હતી — બોલો, હવે તમારા જીવનની સર્વોતમ પળ કઈ છે?'

*

'લાડુ ખાવાની!' શુકદેવે વિનોદી જવાબ વાળ્યો: 'જુઓ, આપણને મંછારામ બોલાવે છે — ને આ બાજુ પણે ગાડીવાળો પણ ઝાંપામાં આવતો જણાય છે!'

## કાળ થોભે છે

કોણ એ ફિલસૂફ હતો જે વારંવાર એમ જ બોલતો કે કાળ થોભે છે? એ ગમે તે હોય, આજ હું એનો અનુભવ કરું છું ને મારું હૃદય પાણી પાણી થઈ જાય છે! કાળ કેવો વિચિત્ર પદાર્થ છે? એ પદાર્થ જ હશે નાં? એના વિના દુનિયા ક્યાં છે?

કાળ! ખરેખર કાળ અદ્ભુત છે!

એ વખતે હું ડુંગરાઓમાં ગઈ હતી. મને ડુંગરાઓમાં રખડવાનો નાનપણથી શોખ છે, મારા પિતા જંગલ ઑફિસર હતા; નાનપણથી મને એમની સાથે રખડવાનો મોહ હતો. અમે બન્ને બાપ–દીકરી ડુંગરાઓની કેડીએ કેડીએ ગાઉઓના ગાઉ સુધી સાથે રખડ્યાં છીએ!

કેવો રમણીય એ સમય હતો. ત્યારે ડુંગરાઓ સજીવ હતા. વૃક્ષો ચેતનભર્યાં હતાં. પક્ષીઓ ઊર્મિકાવ્યો બોલતાં. લતાઓ પ્રેમની વાણી કહી સંભળાવતી. અંધારી રાતનાં દેવદારુના વનમાં બોલતાં તમરાં વેદની ઋચા કહી

જાતાં. હું યૌવનને ઉંબરે હતી. દુનિયામાં ક્યાંય વિયોગ, વિષાદ ને દુઃખ ન હતાં. સદાયે પ્રેમવાદળની એક અદ્‌ભુત છાયા પથરાયલી હતી.

એ ડુંગરી દિવસોમાં, મને કોણ જાણે ક્યાંથી, કેવી પળમાં, મેદાનમાં હવાફેર માટે આવી રહેલા શેઠ હરગોવનનો ભેટો થઈ ગયો. શેઠ એકલા રામ હતા. અમે લટક સલામીમાં તો ઘણી વખત કોઈ ને કોઈ ફરવાના રસ્તે મળી જતા. એમાંથી એની પૈસાની મોહિનીએ મારા પિતાને આકર્ષ્યા.

ધીમે ધીમે હરગોવનનો અમારે ત્યાં વાતચીતમાં હરગોવિંદ થઇ ગયો, અને પછી એ શેઠ હરગોવિંદ થઈ રહ્યા.

હું એકલી જ હતી. મારી મા તો મને પાંચ સાત વરસની છોડીને અકાળે ચાલી ગઈ હતી, આજ મને લાગી આવે છે—એ જ વખતે હું પણ એના સાથે ચાલી ગઈ હોત! પણ રે! વિશ્વક્રમનો પણ કાંઈક નિયમ લાગે છે!

ધીમે ધીમે શેઠ હરગોવિંદ સાથે અમારો બાપ–દીકરીનો પરિચય વધતો ગયો, એ પરિચયમાંથી પિતાને એક વસ્તુ આકર્ષી રહી હતી.

હરગોવિંદ પણ એમના જેટલો જ રખડવાનો શોખીન હતો. અને એની પાસે, ગમે તેટલું રખડે તો પણ ચાલી શકે એટલો પૈસો હતો. દુનિયામાં સુખી થવાને માટે આનાથી વધુ શું જોઈએ?

મારા પિતાએ મારો વિવાહ ત્યાં ગોઠવ્યો: હા, મને પૂછ્યું હતું ખરું. પણ મારા સંસર્ગમાં એ વખતે બીજો

કોણ પુરુષ આવ્યો હતો કે હું એમના વચ્ચે તુલના કરીને પસંદગી નાપસંદગી દર્શાવું! એની પાસે પૈસો હતો, મારી પાસે રૂપ હતું. જ્ઞાતિ અમારી એક જ હતી. એને ફરવાનો શોખ હતો. રખડવામાં મજા પડતી. એ પાનાં રમી જાણતો. હું એ શીખવામાં કાંઈ મંદબુદ્ધિ તો ન જ હતી. મને પણ જીવનમાં સગવડતાઓ મળે તો સારું એમ લાગ્યા કરતું. અમારા સ્વગત આંતરજીવનમાં કેટલું મદદ અંતર રહ્યું છે એ તો તરત જાણી શકાય તેવું હતું નહિ.

અને ખરું પૂછાવો તો ઘણા સમય પછી જ માણુસ માણુસને જાણી શકે છે, જ્યારે આ પ્રમાણે અકસ્માતી સંજોગોમાં આવી ચડેલાં સ્ત્રી-પુરુષ તો થોડો હાસ્ય વિનોદ વ્યવહાર, થોડી મીઠી મશ્કરી, થોડો શ્લેષાત્મક ભાષા-પ્રયોગ, અને થોડોક સ્વભાવ પરિચય—એમાંથી, પોતે એકબીજાં માટે છે એવી માન્યતા ધરાવતાં થઈ જાય છે. અને એવા જીવનવ્યવહારમાંથી ઘણી વખત આગળ જતાં સુમેળ પણ આવી ચડે છે!

ટૂંકામાં શેઠ હરગોવિન્દ સાથે મારો વિવાહ થયો. ત્યારપછી થોડા વખતે મારા પિતા મૃત્યુ પામ્યા. બીજું કોઈ તો મારે હતું નહિ. શેઠ હરગોવિંદ ને હું બન્ને અમારો નિત્યવ્યવહાર વહી રહ્યાં!

[૨]

નિત્યવ્યવહારની એક ખૂબી છે. એમાં તમે કાંઈ ઊંડું જોયું ન હોય તો તમારા જેવું કોઈ સુખી નહિ. પાનાં રમો, પૈસા હોય તો વાપરો, ખાવ પીઓ, મજા કરો

ને મરી જાવ ! કે વખતે બે ચાર કે ડઝન છોકરાં મૂકતા જાવ ! લડો હમેશાં તો પણ ખાસ ઘર્ષણ થાય તેમ નહિ એટલે પત્યું. સુખી દામ્પત્ય વિષે આથી વધુ કવિતા તો મને લાગે છે, ભવભૂતિના જમાનામાં લખાતી હશે. હમણાં હમણાં એ વ્યવહાર બંધ છે.

અમારો પણ આ નિત્યવ્યવહાર ખરેખર સુખી થાત. પણ હરગોવિંદ — પિતાના પૈસા ઉપર જ બેઠેલો માણુસ — એનામાં બે વસ્તુ ન હતી.

એક તો એનામાં માણુસાઈ ન હતી.

બીજું એનામાં કોઈ પણ જીવનના પદાર્થ ઉપર પ્રીતિ ન હતી. ગંજીફા ઉપર પણ નહિ ને ! આજ ગંજીફા ગમે ને કાલ ઢોકળાં ગમે. તો પરમદિવસ કાંઈ ન ગમે. એને ગમાડવા ન ગમાડવામાં માણુસ એક આખુ રોકાય તો પણ ઓછું પડે તેવું હતું. મને જંગલની સાચી પ્રીતિનો વારસો હતો. એના કોઈ વૃક્ષનું રૂપ મને વારંવાર ગમે, ક્યાંક નદીકાંઠે જઈને બેસવાનું મન થઈ આવે, કોઈ વખતે કોઈ ઝરણું જાણે છોડીએ જ નહિ એવું થાય. હરગોવિંદને એવું કાંઈ નહિ. એ તો લાકડી લઈને ફરવા નીકળે, ને પાછું ફરવાનું આવે ત્યારે પાછો ફરે. એટલે હું તો એની સાથે ફરવા જવામાં પણ આનંદ માણુતી — એ પણ બંધ થઈ ગયું. અધુરામાં પૂરું — એને પોતાનાં કોઈ સગાં સાથે બનતું નહિ, એટલે કોઈ એને ત્યાં બહુ આવતાં નહિ. એની પોતાની વ્યક્તિગત વિચિત્રતાઓનો પાર ન હતો. એનો રસ કોઈ વસ્તુમાં સ્થિર હતો નહિ ! હું તો એને જાળવવામાં હેરાન હેરાન

થઈ ગઈ!

આખા દિવસના આળસુ જીવનના પરિણામે જ્યારે હરગોવિંદને ક્ષય લાગુ થયો — ત્યારે મારા રામ રમી ગયા!

[૩]

હરગોવિંદને પાછો અવિશ્વાસ ઘણો હતો. જ્યારે એ માંદો પડ્યો ત્યારે એક એના વિશ્વાસુ નોકર સિવાય બીજા કોઈના હાથનું તો પાણી પણ પીએ નહિ. જ્યારે એને ઘણું ઘણું સમજાવ્યો, કે મારું તો જીવન જ તારા ઉપર છે, તું ન હો તો તો તારાં સગાંવહાલાં જ મને તરત કાઢી મૂકે — ત્યારે એને કાંઈક પતીજ પડી!

પણ રે! વિધિની વિચિત્રતા! જ્યારે હું એને સમજાવી રહી હતી, એનાં સગાંવહાલાંની વાત, ત્યારે મારા હ્રદયમાં એ જ શંકા ઘર કરતી જતી હતી. હું સાવ એકલી હતી, એકલી—કોઈ ન હતું મારું. ન કરે નારાયણ હરગોવિંદ ડૂલે તો?

તો મારી સત્તા કેટલી મર્યાદિત? મારો અધિકાર પણ આ ઘરમાં શું? હરગોવિંદનાં સગાં એ વખતે મને એકલીને જંપવા પણ દે કે? અરે! વીંખી નાખે!

[૪]

હરગોવિંદનો જીવનદીપક — વહેલે મોડે ચાર છ મહિને પણ બુઝાઈ જશે. હું કાચની બારીમાંથી, સામેના ડુંગરા ઉપરથી પડતું, રૂપાળું ઝરણ જોઈ રહી હતી. ચારે તરફ ડુંગરાઓ ઉપર વાદળાંએ રમત માંડી હતી. સૂરજ

એમને રમાડતો હતો, અને એ એને શોધતાં હતાં. અદ્ભુત રંગોની બિછાતથી, ડુંગરભૂમિ તો જાણે, એમાં ને એમાં લીન થઈ જઈએ, એવી રમણીય બની ગઈ હતી. કેટલું સુંદર દૃશ્ય હતું!... પણ .. આંહીં અત્યારે એ કોને માટે હતું? મારું નારીહૃદય તો અત્યારે ઉછાળા મારી રહ્યું હતું કે અરે! આ વખતે કોઈનો હાથ મારા ખભા ઉપર ટેકાઈને મને આ દૃશ્યો બતાવતો હોય!

હું સફાળી ઊભી થઈ ગઈ. હાંફળો ફાંફળો કેશવ આવી રહ્યો હતો.

કેશવ હરગોવિન્દનો માનીતો અને વિશ્વાસપાત્ર, નોકર, ચાકર, સેક્રેટરી, કારકુન સઘળું હતો.

'શું છે કેશવ?'

'બાઈ સાહેબ! શેઠ સાહેબને અસુખ જણાય છે!'

હું દોડતી ગઈ. હરગોવિંદ મૂંઝાઈ રહ્યો હતો. મેં એના માથા ઉપર હાથ મૂક્યો. ધીમે ધીમે ધીમે એને જરા ઠીક થયું:

'મેં તને એક વાત કહેવા બોલાવી છે...'

'શું?'

'કદાચ હું ન હોઉં...'

'મારે તમારું સાંભળવું નથી. તમે સુઈ જાઓ—'

'પણ વહેલે મોડે હું નહિ હોઉં...'

'કેશવ! થોડો દ્રાક્ષાસવ લાવ તો—'

'એ તો હું લઉં છું. પણ જુઓ, આ કેશવ—કેશવ!.......'

કેશવ દોડતો પાસે આવ્યો. 'જો તારે આમની સેવા

દિલ દઈને કરવી...'

હું બોલવા જતી હતી, પણ કેશવે નાક ઉપર આંગળી મૂકી મને એમનું વેન જાણે કે અત્યારે જાળવી લેવાનું કહ્યું. થોડીવારમાં હરગોવિંદ પડખું ફેરવીને સુઈ ગયો હતો.

હું ત્યાંથી ધીમે પગલે પાછી ફરી. પણ મારા અંતરમાં એક ભયંકર ધ્રાસ્કો પડ્યો હતો. કેશવ એ કળી ગયો હતો.

'બાઈ સા'બ ! માંદા માણસ માત્ર — મૂંઝાય —'

એ ક્ષણે મેં આંખમાં આંસુ સાથે કેશવ સામે જોયું: 'કેશવ !... ડૉક્ટર પણ આશા આપતા નથી !'

'ડૉક્ટરે શું કરશે બાઈસા'બ ! બચાવવાવાળો પ્રભુ છે !'

'પણ... મારું શું !'

ત્યાર પછી કેશવની સાથે મારો પરિચય વધારે ને વધારે થતો ગયો.

એક વખત તો એણે મને ભરનિદ્રામાંથી ખાટલા પાસે આવીને ઉઠાડી, ત્યારે મેં આળસ મરડીને એટલું જ કહ્યું હતું, 'હું તો ભડકી ગઈ! મેં ધાર્યું, આ તે કોણ મને ઢંઢોળી રહ્યું છે? તું હતો કેશવ?'

'હા બાઈસા'બ ! મેં ધાર્યું નહિ ઉઠાડું તો દવાનો વખત થઈ જાશે !'

— અને એક ભયંકર લાલસા ધીમે ધીમે મને આવવા માંડી.

એ લાલસાએ એક સ્વાંગ પહેર્યો. 'કેશવ...કેશવ વિના આંહીં બીજું કોણ છે? ન કરે નારાયણ ને આ ઢળી જાશે — ને હું જો અસાવધ રહીશ તો... મારું શું થાશે?' મારું શું થાશે એ વિચારમાંથી, સાળાંઓ !

એનાં સગાં! એ પણ જાણતાં જાય—એ વિદ્વેષી રસ લાગે એવો વિચાર પણ જન્મ્યો!

કેશવ પણ ચતુર હતો, એ હવે ધીમે પગલે બોલ્યા વિના આવતો, ક્યારેક મારી સામે જોઈ રહેતો, કોઈ વખત નિશાનીથી વાત કરતો. ધીમે ધીમે સાવધાનતાથી એ નજીક આવી રહ્યો હતો.

હું એને ઉત્તેજી રહી હતી. એને ન ઉત્તેજું તો કોને ઉત્તેજું? મારે કાંઈક પણ આધાર મેળવી લેવો રહ્યો!

[ ૫ ]

શેઠ હરગોવિંદના મૃત્યુપછી એનાં સગાં કાખલી કૂટતાં રહ્યાં! મારે એક પુત્રી આવી હતી.

પણ આજ આટલાં વર્ષે કાળ—એ હિસાબ લેશે એની તો કોઈને જ ખબર ન હોય!

એટલે જ હું કહું છું, કાળ ભયંકર છે! એ થોભે છે!

અંજની મોટી થતી ગઈ તેમ તેમ એના મિત્રો આવતા જતા થયા. પણ કોણ જાણે શું હતું, એમાંથી જે અંજનીને ગમતો એને અંજની ગમતી નહિ: અને જેને અંજની ગમતી, એ અંજનીને ગમતો નહિ!

આ ગમવા—ન ગમવાના વ્યવહારમાં વર્ષો ઊપર વર્ષો વીતવા માંડયાં!

અંતે એક આવી ગયો. બબૂચક હતો. પણ આજકાલ ચબરાક છોકરા કરતાં બબૂચક સારા. ચબરાક તો, મારા બેટા, જાણે મીઠાઈ લેવા નીકળ્યા હોય, એમ હમણાં હમણાં નારીના ભાવ કરતા થયા છે! એના કરતાં બબૂચક સારો કે બોલે તો નહિ!

આ બબૂચકની એક ખૂબી હતી. એને તમે કહો કે આંહીં બેસ તો ત્યાં બેઠો રહે. એમ કહો કે ઊભો થા તો ઊભો થાય. એમ કહો કે ગંજીફો રમ તો ગંજીફો રમે. એમ કહો કે આ સંગીત સારું છે એમ કહે, તો સારું છે એમ બોલે. પણ જ્યારે વ્યક્તિવિકાસ વિષેની આપણુ ભાવના તીવ્ર બની છે ત્યારે થોડી ઘણી વિચિત્રતાઓ તો અરસપરસ નભાવવી જ પડશે! એટલે મેં કીધું બબુચક તો બબુચક પણ એક ઓઠું તો છે. આ ઓઠાને હું લાવી તે એવી આશાએ કે એ રીતે ધીમે ધીમે અંજનીનું જીવન કાંઈક સ્થિર ને શાંત થશે!

નારી ન પરણે તો સારું, પણ પરણવાની ઈચ્છા હોય અને ન પરણી શકે, તો સમાજમાં એવાં વિચિત્ર કરુણ દશ્યો ઊભાં થવાનો ભય છે કે હું તો હવે એ નિશ્ચય પર આવી છું કે, આ એકબીજાનાં મન-મેળની આપણને હજી બરાબર ગતાગમ પડતી નથી, ને મફતનાં ફીફાં ખાંડયાં કરીએ છીએ! આ ત્રણચાર છોકરાં થતાં હશે—તે મનમેળથી કે મનમેળ વિના? ને તે છતાં ત્યાર પછી પણ જીવનમાં શું હમેશાં જ સીધીસરેખા રહે છે? તો પછી મનમેળ ધીમે ધીમે થઈ જશે એમ માનવામાં હું બહુ ખોટી ન ગણાઉં!

એટલે મેં તો આ બબૂચક ને અંજનીનો મેળ મળવા દીધો.

અંજની પણ સુખી થતી લાગી. એને આખો દિવસ રજનીકાન્તનું કામ મળ્યું. એ જ્યાં બેસે ત્યાંથી તમારે ઉઠાડવા હોય તો કહેવું પડે કે 'રજનીકાન્ત!

હવે આપણે ઊઠીએ!'

પણ એક દિવસ એક દૃશ્ય મેં જોયું ને હું ડોલી ગઈ. ડોલી ગઈ શું — મારા જીવનને યાદ કરી કરીને ભગવાન મહાકાળની ચરણરજને વંદી રહી!

અંજની પોતાના ખંડમાં હતી, એક કોઈ જુવાન આવ્યો. એની પાસે કાંઈક સારાસારા ફોટોગ્રાફનો ઢગલો હતો, એ બતાવવા માટે જ આવેલો. હું મારા ખંડમાંથી જોઈ રહી હતી. અંજનીએ રજનીકાન્તને બહાર આવીને કહ્યું, 'તમે હમણાં ત્યાં રેડિયો પાસે બેસો, વડોદરાનો પ્રોગ્રામ સાંભળો!'

'વડોદરાનો?'

'હા. બહુ સારો છે!'

'બહુ સારો છે! વડોદરાનો પ્રોગ્રામ સારો છે. બહુ સારો છે,' બોલતો રજનીકાન્ત ત્યાં જઈને બેઠો.

અંજનીએ પેલા જુવાન પાસે કોણ જાણે કેટલી અલક-મલકની વાતો કરી. થોડી વાર પછી તે મારી પાસે એને લઈને આવી.

'હેં!' એની વાત સાંભળીને હું એક ઘડીભર તોસ્તબ્ધ જ થઈ ગઈ. પેલો જુવાન બહાર બેઠો હતો: 'પણ એ છે કોણ? ઓળખાણ પાળખાણ વિના આપણે સેક્રેટરી રાખીએ એટલે?'

'પણ એ આપણને ઓળખે છે!'

'એ કહે છે નાં? પણ આપણે એને ઓળખીએ છીએ!'

'કેમ નહિ — ? એનો બાપ તો આપણે ત્યાં હતો!'

'કોણ?'

'તે — પૂછીએ — કેમ દીનબંધુ ?'

અંજનીએ બહાર બેઠેલા જુવાનને કહ્યું. એ આંહીં 'સેક્રેટરી' તરીકે રહેવા આવ્યો હતો : 'તમારા પિતા આંહીં હતા નાં—તે પહેલાં ?'

'હા જી !'

'કોણ એ ?

'કેશવ !'

'એક ક્ષણભર હું વાગ્જડ બની ગઈ. પછી મેં ધીમેથી કહ્યું : 'અંજની ! બેટા ! એમ કરને—આપણે એને બે દિવસ પછી બોલાવીએ !'

'પણ મારૂં બધું કામ રખડે છે—કેટલી કાપલીઓ મેં વર્તમાનપત્રોની ભેગી કરી છે—'

'હવે બે દિવસ આમ કે આમ—'

'પણ એમ શું કરવા ?'

'તે પણ હું તને કહીશ — એમ કરોને મિ દીનબંધુ ! તમે આવતે શનિવારે આવો !'

દીનબંધુ રવાના થઈ ગયો. ત્યાં રજનીકાન્ત આ તરફ આવી રહ્યો હતો. તે પાસે આવતાં જ બોલ્યો : 'બરોડાનો 'પ્રોગ્રામ' સારો છે !'

'હવે એમ નથી બોલવાનું.' અંજનીએ કહ્યું :

'હવે આ જુઓ . .' અંજનીએ એક સુંદર બુટીઆ ઓ, દીનબંધુનો લાવેલ ફોટો, બતાવ્યો, 'આ ફોટો ઘણો સુંદર છે. લ્યો, જુઓ !'

'આ ફોટો સુંદર છે !' પાસેની ખુરશી ઉપર બેસતાં જ રજની બોલ્યો, અને પછી બોલવા માંડ્યો :

'આ ફોટો સુંદર છે! ખરેખર, સુંદર છે હો !'

## અ – લક્ષ્મી

હાથમાં ચામડાની બેગ, કાખમાં ચોપડી, ને કાંડે લટકાવેલી નેતર સોટી, કોટ પાટલૂન ને હેટ પોતાની બીજા માળની બારીમાંથી, સિંધુબાલાએ એક જુવાનને આ ઘર તરફ, ટપામાંથી ઊતરીને આવતો જોયો, ને એ સમજી ગઈ કે જે જુવાન આંહીં, પોતા માટે આવવાનો હતો તે જ આ લાગે છે. પણ તેને સામે દોડવામાં માનહાનિ લાગી. ઉત્સુકતાથી થોડી વાર પછી જવાનું પણ ઠીક ન લાગ્યું. બોલાવશે ત્યારે જઈશું કહીને, એ એક ચોપડી લઈને વાંચવા બેઠી.

પણ તે અક્ષર ઉપર નજર ફેરવતી હતી, અને અક્ષ-રમાં શબ્દ છે એની એને ખબર ન હતી.

દેવેન્દ્રે, જમાના પ્રમાણે પોતાની પુત્રી અને એનો ભાવિ જીવનસાથી, બન્ને હવે મળે — ને એક બીજાનો પરિચય સાધે એ હેતુથી, આંહી થોડા દિવસ આવી જવાનું નલિનકાન્તને આમંત્રણ આપ્યું હતું. ને તે પ્રમાણે એ આવી પહોંચ્યો હતો. ઘરમાં પોતા સિવાય બીજું કોઈ

હતું નહિ. સિંધુબાલાની મા મરણ પામી હતી, એટલે નલિનને જોતાં જ એ હર્ષથી બોલ્યા: 'આવો, આવો, અમે તો તમારી કાલે વાટ જોઈ હતી. સિંધુબાલા ! આંહીં તો આવ — આપણા નલિનકાન્ત આવ્યા છે !'

સિન્ધુબાલાએ કાંઈ જવાબ ન આપ્યો. એટલે દેવેન્દ્રે ફરી એને હાકલ કરી. થોડીવાર પછી, એ હાથમાં ચોપડી ને પાનામાં આંગળી એમ નીચે આવી. તેણે નલિનકાન્તને જોયો અને બે હાથ જોડ્યા. નલિનકાન્તે સામે હાથ જોડ્યા.

બહાર મોટરનું ભુંગળું વાગ્યું: 'આ . . . હા ! હું ભૂલી જ જતો હતો. આ ડૉકટર તો આવ્યો. સિંધુ ! મારે તો આજે 'મીટીંગ' છે. તું જરાક ભાઈને ચા પાણી . . . પછી એમનો 'રૂમ' બતાવી દે . . . તમને મી. નલિનકા . . .'

'તમે, તસ્દી લ્યો મા, એ તો ગોઠવણ થઈ રહેશે...'

'એ તો થઈ રહેશે...' સિંધુ બોલી. 'ચા પાણી થઈ જાય પછી . . .'

'હાં બસ, ત્યારે, તમે જરા . . . તમારે શું 'કાર્લાઈલ' છે નાં ?'

'હા જી!'

'શું વિચિત્ર શૈલી છે. સિન્ધુ ! તને તો અઘરો પડતો હશે ?'

'અઘરો ? ના ના, મને તો એની શૈલી ગમે છે'

'ઠીક ચાલો, ત્યારે . . .'

દેવેન્દ્ર ઉપડી ગયો.

[૨]

નોકર એક બે હરતા ફરતા હતા, પણ એ બધા જાણે આ બેનના વર છે એમ જાણીને કુતૂહલથી જોવા માટે ફરતા હોય તેમ લાગ્યું. એટલે હજી ચા પાણીનું ઠેકાણું ન હતું. શું બોલવું એ બન્નેમાંથી એકેને ખબર પડતી ન હતી. પહેલાં તો પહેલું કોણ બોલે એ મુશ્કેલ કોયડો થઈ પડ્યો. સિંધુબાલાને એમાં સ્વમાન ઘવાતું લાગ્યું. નલિનકાન્તને ધૃષ્ટતા કહેવાય એમ જણાવા માંડ્યું. છેવટે એક નોકર મદદે આવી ચડ્યોઃ 'બેન, ચા લાવું કે કૉફી?'

'ચા લેશો કે કૉફી?' સિન્ધુને બોલવાની ખીંતી મળી ગઈ.

'ગમે તે ચાલશે!'

'ચા જ લાવો ને!'

ચાકર ગયો. પાછું મૌન પ્રવર્તી રહ્યું. સિન્ધુબાલા ચોપડી ઉઘાડવાની તૈયારીમાં હતી ત્યાં ચા આવી.

'એક ચમચી . . . બે?'

'ચાલશે . . .'

'તમે લેતા હો તે પ્રમાણે . . .'

નોકર નાસ્તો પણ લાવ્યો હતો.

'લેશો આ?'

'નો. થેંક યુ' ઉપકાર માનવા માટે અંગ્રેજી જેવી સગવડ હજી ગુજરાતીમાં આવી નથી, એટલે અનિલે એ જ વાપરી.

એટલામાં પાછો રામો આવી ચડ્યો હતો. કંઈ બો-

રડીમાં મેમાનનો ઉતારો કરવો છે એની પૃચ્છા કરતો એ ઊભો હતો.

એને જવાબ આપવામાં સિન્ધુ મૂંઝાતી હતી. ઉપરનો ઓરડો પોતાના ઓરડા પાસે હતો એટલે ઠીક નહિ. નીચે ઉતારાય કે નહિ એ એને ખબર ન હતી. અંતે નોકરે જ તોડ કાઢ્યોઃ 'આ ફાવે તો — વખતે કોઈ બહારથી મળવા કારવવા આવે . . .'

'હાં. એ જ ઠીક છે' નલિન બોલ્યો.

'તમે . . .' નલિન બોલવા ગયો પણ વાક્ય પૂરું થયું નહિ.

સિંધુબાલા સામે જોઈ રહી, પણ વાક્ય કાંઈ આવતું નથી એ જાણીને છોભીલી પડી ગઈ. અંતે એણે અનાથના નાથ જેવી ચોપડીનું પાનું ઉઘાડ્યુંઃ નલિનને આ ઠીક લાગ્યું.

'શું 'કાર્લાઈલ' છે ?'

'હા.'

[ ૩ ]

થોડીવારમાં ઓરડો તૈયાર થતાં નલિન ત્યાં ગયો. એટલે પાછા બે હાથ ને જે જે થયા — ને સિંધુબાલા ઉપરનાં પગથિયાં ચડવા માંડી. ત્યાં એની નોકર સામે મળીઃ 'તમારે બેન ! ત્યાં બેસવું જોઈએ. એને કાંઈ જોતું કારવતું હોય.'

'અરે ! જા, જા, ચિબાવલી !'

'પણ આપણા ઘરનું માણસ થયું — અમારા લોકમાં

તો આવું નો હાલે બેન !'

'અરે ! જા, જા...'

સિંધુબાલા ઉપર ચડી ગઈ. એ વિચારમાં પડી હતી. આ નલિન તો માણસ જેવો માણસ હતો. એમાં કાંઈ અસાધારણ હતું નહિ. આમાં શું જોવાનું હતું તે પિતાજીએ એને આંહી ધક્કો ખવરાવ્યો હશે.

આંહીં ખંડમાં લુગડાં ઉતારીને ખુરશીમાં બેસતાં નલિન વિચાર કરી રહ્યો હતો: 'કાંઈ ખાસ એનામાં દેખાતું નથી ! મફતની ઉપાધિ ?'

સાંજે દેવેન્દ્ર જમવામાં સાથે હતો. એટલે એણે જરાક શરૂઆત કરી: 'તમને શોખ ખરો કે ? કાંઈ રમ્મત ગમતનો !'

'શેતરંજ રમું છું, ક્યારેક, પણ ખાસ નહિ !'

'સિન્ધુનું પણ એવું છે. કેટલાંક પાનાં કૂટયાં કરે છે આખો દિવસ ! શેતરંજ છે આપણે ત્યાં. સિંધુ, તું ભૂલી ગઈ છો કે સાંભરે છે ?'

'હું તો ભૂલી ગઈ હઈશ—'

'કાંઈ વાંધો નહિ. હું શીખવીશ. આજ તો એને હરાવીએ.' દેવેન્દ્ર પોતાનો અનુભવી ઉત્સાહ એમનામાં રેડી રહ્યો હતો. પણ સિન્ધુના હોંકારામાં કાંઈ શકરવાર ન હતો. નલિનનો રણકો જ ન હતો. દેવેન્દ્ર તો વિચાર કરી રહ્યો. 'જમાનો પલટાઈ ગયો, કે અટુલા જીવનનો શોખ આવ્યો, કે આર્થિક આંધીમાં માણસ ઉત્સાહ ગુમાવી બેઠાં છે કે છે શું ?'

'તમે વકીલાતનો વિચાર રાખ્યો છે કે ?'

'ના ના, હમણાં તો શું ? આમાંથી તો નીકળીએ !'

'એક તો આ આવ્યું. સિન્ધુ તો પછી ઘરકામમાં ગુંથાઈ જાશે!'

જમ્યા પછી પાનસોપારીના ટેબલ પર દેવેન્દ્રે પાછી શરૂઆત કરી: 'કેમ સવારે શી વાતો કરી તમે? એક જ વિષય એટલે ચર્ચાની મઝા આવી હશે?'

'ના ના, ચર્ચા તો શું? મને તો બહુ થાક લાગ્યો હતો...'

'હાં એ બરાબર. સિન્ધુ! કાઢવી છે શેતરંજ?'

'અત્યારે તો હવે., કોણ જાણે...'

'જાવા દો ને. કાલે વાત!' નલિન બોલ્યો. એટલામાં ઉપર કાંઈક અવાજ થયો ને તે ઉપર દોડી ગઈ. ત્યાંથી પછી પાછી જ આવી નહિ. દેવેન્દ્રે એક બે વખત બોલાવી, પણ માથું દુ:ખે છે, કરીને નીચે આવી નહિ.

નલિન પણ ઝોંકે ચડયો હતો.

[ ૪ ]

સવારમાં 'ચા ટેબલ' ઉપર દેવેન્દ્ર સૌથી પહેલો આવીને નાસ્તાપાણીનો બરાબર બંદોબસ્ત કરી રહ્યો હતો. ત્યાં સિંધુ નીચે આવી.

'સિંધુ! તેં વાત કરી કાંઈ નલિન સાથે?'

'શેની?'

'અલ્યા! આ છોકરાં તમે — આ જમાનામાં ક્યાં વસો છો? બીજી શાની કે? એનું શું મન છે એ જાણવાની!'

'એ તો એ બોલશે નાં?'

'પણ તેં જરાક હા હો કરી હોત. એનું મન જાણ્યું

હોત. તમને તમારા માર્ગની ગતાગમ પડે નાં?'

એટલામાં તો નલિન આવ્યો.

'એ તો હું સિંધુને કહી રહ્યો હતો' દેવેન્દ્ર બોલ્યા, 'કે તારે હવે ધીમે ધીમે ઘરવ્યવહારનું પણ જાણી લેવું. ચલાવવાનું આવે ત્યારે એકદમ મૂંઝવણ ન લાગે. તમને પણ એ જ કહું છું. ધીમે ધીમે વ્યવહાર જીવનને ટેવાઈ જવું જોઈએ. ઘણી વખત વિદ્યાર્થીઓ વ્યવહાર પકડતાં જ વર્ષો કરી નાખે છે, ને કેટલાક તો પકડી શકતા જ નથી. આવોને — દેવેન્દ્રે પોતાની ને સિંધુની વચ્ચેની ખાલી જગ્યાએ એને આમંત્રણ આપ્યું.

પણ નલિન એ કાંઈ સમજ્યો લાગ્યો નહિ. તે સિંધુની સામે બેઠો.

'કેમ? ઊંઘ તો બરોબર આવી નાં? તમે ચા પાણી પીને બગીચામાં જરાક ફરો. સિંધુ! આપણાં પેલાં, કાંચનારના છોડ બતાવજે તો — બહુ રળિયામણા લાગે છે!'

ચા પછી નલિન ને સિંધુ બગીચામાં ફરવા ઉપડયાં. સીધા કાંચનારના વૃક્ષ પાસે જઈને સિંધુ બોલી: 'આ કાંચનારનું વૃક્ષ!'

'એમ? છે સુંદર!'

અને થોડીવારમાં બન્ને પાછાં ફરી રહ્યાં હતાં. સિંધુ મનમાં વિચારી રહી હતી. 'એ મોટો અક્કડ થઇને ફરે છે તે મારે શું? બોલતાં એને નથી આવડતું?'

ને નલિન પણ મનમાં ઘુંટી રહ્યો હતો: 'એને બોલતાં જ ક્યાં આવડે છે!'

શ્રી. ધૂમકેતુના

નવા વાર્તાસંગ્રહો

⊙

આકાશદીપ

⊙

પરિશેષ

— હવે પછી —

સપ્તપર્ણ